# मिथ्याभिमान नाटक.

૨૦૭૭

કચ્છ માંડવીના ભાટિયા ઠકર ગોવિંદજી ધર્મશીએ,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની મારફતે રચાવેલું.

રચનાર.

ક. દલપતરામ ડાહ્યાભાઈ.

અમદાવાદ.

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે. ગુ૦ વ૦ સો-
સૈટીને વાસ્તે છાપી પ્રગટ કર્યું.

ઈસ્વીસન ૧૮૭૭, સંવત ૧૯૩૩

આવૃત્તિ બીજી.

કિંમત સાત આના.

## સૂચના.

આ નાટકની પેહેલી આવૃત્તિ છપાવવાનો હક ગ્રંથ કર્તાને આપ્યો હતો તેથી તેણે સન ૧૮૭૧માં ૧૦૦૦) નકલો છપાવી હતી. તેની કિંમત બાર આના રાખ્યા છતાં એક વરશમાં બધી નકલો ખપી ગઈ હતી. અને સરકારે નિશાળોમાં ઇનામ વેંચવામાં આ ચોપડી પસંદ કરીછે. તેથી સરકારની તરફથી અને બીજા ગ્રાહકોની તરફથી માગણી થઈ હતી તેથી આ બીજી આવૃત્તિ ગુ૦ વ૦ સોસૈટીએ છપાવીછે. અને સસ્તી કીમત થવા સારૂ પેહેલી આવૃત્તિ કરતાં સાધારણ કાગળો અને સાધારણ પુંઠાં રાખ્યાં છે; કે જેથી ગરીબ માણસથી પણ વેચાતી લઈ શકાય.

### श्लोक.

नाना पात्रमयं पौढं, विचित्रं विश्वनाटकम्;
येनेदं सरसं सृष्टं, पातु नःपरमेश्वरः १

# अनुक्रमणिका.

# પ્રસ્તાવના.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી મેહેરબાન એમ, એચ, સ્કોટ સાહેબની તરફથી ઈસ્વીસન ૧૮૬૯ ના જુલાઇના બુદ્ધિપ્રકાશમાં, ગુજરાત શાળાપત્રમાં, મુંબઇના રાસ્તગોફ્તારમાં, સન્ડે રીવીઉમાં, ડાંડીઆમાં, સુરતના ગુજરાતમિત્રમાં, અને અમદાવાદના વર્ત્તમાન પત્રોમાં એક જાહેર ખબર છપાઈ, કે—

કોઇ એક પ્રકારની વિદ્યા, ધન, ગુણ, પોતામાં ન છતાં, તે મારામાં છે, એવો ઢોંગ કરે, તે મિથ્યાભિમાન કહેવાય. તે મિથ્યાભિમાન વિષે હાસ્યરસમાં નાટકરૂપી નિબંધ, બુદ્ધિપ્રકાશ જેવડાં ૫૦ પૃષ્ટનો પાંચ મહિનાની મુદતમાં લખી મોકલશે, તેમાં સૌથી સરસ નિબંધ લખનારને કછમાંડવીના ઠકર, ગોવિંદજી ધર્મશીની તરફનું રૂ૧૦૦ નું ઇનામ આપવામાં આવશે. તે જાહેરખબર ઉપરથી આ નાટક મેં રચીને મોકલ્યું.

વાર્તારૂપે, કે સંવાદરૂપે નિબંધ લખેલો હોય, તે કરતાં નાટકરૂપી નિબંધથી, તથા તેજ નાટક કરી દેખાડવાથી માણસના મનમાં વધારે અસર થાયછે. જેમ કે ચેરાપત્રક ઉપરથી કોઈ માણસની આકૃતિનું જેટલું જ્ઞાન થાય, તે કરતાં ફોટોગ્રાફી છબી જોવાથી તેના ચેરાનું વધારે જ્ઞાન થાયછે. તેમજ નાટક છે, તે ફોટોગ્રાફી છબી જેવું છે.

મિથ્યાભિમાનીના અવગુણ દેખાડવામાં હાસ્યરસજ જોઇએ, માટે નિબંધ રચાવનાર ગૃહસ્થે પોઅરસ પસંદ કર્યો છે. મેં

સાંભળ્યું છે કે તે ગૃહસ્થ કચ્છના મોટા સંઘસાથે ગોકુળ, મથુરા, કાશી વગેરેની જાત્રા કરવા ગયા હતા. તે સંઘમાં, તથા તીર્થક્ષેત્રોમાં ધન, વિદ્યા, અને ધર્મના મિથ્યાભિમાનીઓ તેમના જોવામાં ઘણા આવ્યા. તેથી વળતાં તેમણે ધાર્યું કે અમદાવાદમાં જઇને મિથ્યાભિમાનીઓને શિખામણ લાગે એવું એક મશકરી ભરેલું નાટક સારા વિદ્વાન પાસે ઇનામ આપીને રચાવું, કે જેથી લોકોનુ ભલું થાય.

પછી તેણે અમદાવાદમાં આવીને એક વિદ્વાનને કહ્યુ કે તમેજ સહુથી સરસ પુસ્તક રચી શકશો. એવી મારી ખાતરી છે, માટે આ ઇનામ લઇને રચી આપો, પછી તે વિદ્વાને તેમને સલાહ આપી કે સોસાઇટીની મારફતે જાહેર ખબર છપાવશો, તો મુંબઇ, સુરત વગેરે હરકોઇ ઠેકાણેથી સરસ નાટક લખાઇ આવશે. પછી તેણે તેમ કર્યું.

આપણા દેશના ભવાયા લોકો નાટકકરે છે, તેમાં વિભત્સ શબ્દો બોલેછે, તેથી તે સારાં માણસોને જોવા લાયક નથી. માટે સુધરેલા નાટકનાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં ઘણી જરૂર છે.

સાહિત્યના સંસ્કૃત. તથા વ્રજભાષાના ગ્રંથોમાં નાટકનાં દશ રૂપક કહ્યાંછે.

श्लोक.

१ २ ३ ४ ५

नाटकं स-प्रकरणं, भाण:प्रहसनं डिम:

१ ७ ८ ९ १०
व्यायोग समवाकारौ वीथ्यंकेहामृगा दश. १

અર્થ—નાટક, પ્રકરણ, ભાણ, પ્રહસન, ડિમ, વ્યાયોગ, સમવાકાર, વીથી, અંક, અને ઈહામૃગ, એદશ. તેમાંનુ આ નાટકનું રૂપક પ્રહસન છે. કહ્યું છે કે "प्रहसने कल्पमितिवृत्तं, पाषंड प्रभृतयो नायकाः, हास्यरसः प्रधानं"

અર્થ—પ્રહસનમાં કલ્પિતવાર્તા, પાખંડી વગેરે પાત્રો, અને હાસ્યરસ મુખ્ય હોય.

હવે હાસ્યરસનું લક્ષણ લખું છું. સ્થાયીભાવ, વિભાવ, અનુભાવ, અને સાત્વિકભાવ. એ ચારવાનાં હોય, ત્યારેજ હરેક રસ સંપૂર્ણ થાય છે. જેમ દંપતિની રતિ, તે શ્રૃંગાર રસનો સ્થાયી ભાવ છે. તેમ હસવા લાયક પ્રકૃતિ તે હાસ્યરસનો સ્થાયી ભાવ છે. અને હસવા જેવી સ્વનિષ્ટ કે પરનિષ્ટ એટલે પોતામાં કે બીજામાં ચચળતા, નિર્લજ્જતા, વિકૃતવેશ, વિકૃતવાણી, મિથ્યા પ્રલપન, વ્યંગદર્શન, મૂઢતા, દૂષણકથન, તથા છળકરણ, એટલાવાનાં હાસ્ય રસના વિભાવ છે. રસની ઉત્પત્તિનાં કારણો, તે વિભાવ કહેવાય.

હોઠ, નાક, કે કપોળ ચળે, અથવા દૃષ્ટિ કે માથું ઉચું નીચું થાય, તે હાસ્ય રસના અનુભાવ છે. અને

श्लोक.

स्तंभ प्रलय रोमांचौ, स्वेदो वैवर्ण्य वेपथू;

अश्रु वैस्वर्य मित्यष्टौ सात्विकाःपरिकीर्तिताः २

અર્થ—અક્કડ થઈ જવું, લીન થઈ જવું, રૂવાટાં ઉભાં થવાં, પરશેવો વળે, ડોળ ફરી જાય, ધ્રુજ છુટે, આંસુપડે, સ્વરભંગ થાય, એ આઠ સાત્વિક ભાવ કહેવાય.

હાસ્યરસ ચાર પ્રકારનો છે. નેત્ર, કપાળ વિકસે અને લગાર દાંત દેખાય, તે "हसित" નામે હાસ્ય; અને તે ઉત્તમ છે.

નેત્ર કપોળ સંકોચાય, મધુર શબ્દ થાય. અને બધા દાંત દેખાય, તે "विहसितं" નામે હાસ્ય, તે મધ્યમ છે.

ઉંચે સ્વરે ખડખડ હસે ડોક વાંકી થઈ જાય, કેડ લચકાય, અને હાથ સંકોચાય, તે "अतिहसितं"

હશીને બોલે, પડીજાય, આંસુ આવે, માથું ધુણે, તાળી દે, તે "उपहसितं" એ છેલા બે પ્રકાર અધમ છે. વળી ઉત્તમ, મધ્યમ, અને અધમ જાતનાં માણસોના, ઉપર લખેલા દરએકના, ચચ્ચાર ભેદ ગણતાં હાસ્યના બાર ભેદ થાયછે.

હાસ્યમાં વિભત્સનો, ભાવ મિશ્રિત હોય તે "हास्यरसाभास" કહેવાય. એ સર્વે પ્રકારના ભેદ આ નાટકમાં છે. જેવિભત્સક્રિયા કરીને, કે વિભત્સ બોલીને, એટલે ગાળ દઈને, કે ટુંકારા કરીને લોકોને હસાવે, તે વખાણવા યોગ્ય હાસ્યરસ નહિ પણ હાસ્ય રસાભાસ કહેવાય. અને હાસ્યરસના વખતની દૃષ્ટિનુ નામ -હષ્ટા કહે છે.

આ અષ્ટાંકી નાટકમાં મુખ્ય તો, મિથ્યા દૃષ્ટિ અભિમાનનો ચિતાર આપેલો છે પણ તેમાં મિથ્યાધનાભિમાન, લેખકગુણાભિમાન, ધર્માભિમાન, વિદ્યાભિમાન, યૌવનાભિમાન કુળાભિમાન, રૂપાભિમાન, અને મિથ્યાજ્ઞાનાભિમાન આદિકના દાખલા પણ આપેલા છે.

મારા લખવામાં ભૂલ આવેજ નહિ, એવું મિથ્યાભિમાન હું રાખતો નથી. માટે ભૂલચુકની વિદ્વાનો પાસે માફી માગુંછું

હાસ્યરસના નાટકમાં પાત્રો એવાં જોઇએ કે પોત પોતાના ગુણને મળતો પોશાગ, તેવી વાણી, અને વાક્ય બોલતાં અંગના ચાળા પણ તેવાજ કરી જાણે; કે જેથી જોનારાઓને હાસ્યરસ ઉપજે, અને પોતે તો દાંત દેખાડે નહિ. જ્યાં પાત્રોને હસવાનું લખ્યું હોય, ત્યાંજ હસે.

રસગ્રંથમાં હાસ્યરસનો રંગ શ્વેત, અને દેવ કુબેરભંડારી લખ્યો છે. મિથ્યાભિમાન મોટો દુર્ગુણ છે, તેનો નાશ કરવા સારૂ, જે ગૃહસ્થે આ પુસ્તક રચાવ્યું, તેનો ઉપકાર સર્વે લોકોએ માનવો જોઇએ.

હરેક માણસ સર્વે પ્રકારનુ જ્ઞાન મેળવી શકે નહિ, એવો ઇશ્વરી નિયમ છતાં, કેટલાક લોકો સુંઠનો ગાંગડો મળવાથી ગાંધી થઇ બેસેછે; તે મિથ્યાભિમાની કહેવાય. સોનીથી દરજીનું કામ થઇ શકે નહિ, સોયનુ કામ તરવારથી થઇ શકે નહિ, તેમજ મોટા વિદ્વાનોએ• સર્વે કળા જાણવાનું અભિમાન રાખવું નહિ. કેમકે જેનું કામ જેથી થાય. કહ્યું છે કે–

रोला१ छंद.

सदा सोयनूं सोयथी काम थाय,
कृ†पाणे कहो के करी शुं शकाय;
करी शुं शके आंखनूं काम कान,
धरे मानथी मूर्ख मिथ्याभिमान.

જેમ આ નાટકમાં કહેલો જીવરામભટ અનુષ્ઠાન કરવાને બાને રોજ રાતે ઘરમાં પેશીને સુઇ રહે છે, તેવીજ રીતે આ વખતના મિથ્યા ધર્માભિમાનીઓ ઉપરથી લોકોને ધર્મનો ઢોંગ બતાવેછે. અને અંદરખાને પોલપોલું રાખેછે. આજના પંડિતો વિષે કહ્યું છે કે-अंतःशाक्या बाहिःशैवा सभामध्येतु वैष्णवाः॥

અર્થ: છાને ખુણે વામ માર્ગ પાળે, લોકો દેખતાં શિવની પૂજા કરે, અને સભામાં ભાગવતની કથા વાંચવા જાય, ત્યાં વૈષ્ણવનો વેષ રાખે છે. ને વાદ વદવામાં જીવરામભટના જેવા વાચાળ હોય છે. તેમજ મિથ્યા ધનાભિમાનીઓ, અને મિથ્યા વિદ્યાભિમાનીઓ પણ જીવરામભટની પેઠે ખાલી ઢોંગ કરીને લોકોને જણાવે છે કે—અમે ધનવાન, અમે વિદ્વાન છીએ. પણ તે સર્વેએ સમજવું કે—છેલી વારે જીવરામની ફજેતી થઇ, તેવીજ ફજેતી હરેક પ્રકારના મિથ્યાભિમાનીની

---

૧એતની ઢપે બોલાય. †તરવારે.

થયા વિના રેહેતી નથી. માટે આગળથીજ સમજીને મિથ્યાભિમાન રાખવું નહિ. સુપાત્ર માણસ જેમ જેમ ગુણ મેળવતો જાય, તેમ તેમ નમ્રતા વધારે રાખતો જાય, અને હલકાં માણસોજ છકી જાયછે.

---

## ઠકર. ગોવિંદજી ધરમશીનો પત્ર.

કચ્છ માંડવી તા. ૮ મી નવેંબર સન ૧૮૭૦

મુવકર, મેહેરબાન, એમ, એચ, સ્કોટ સાહેબ,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી
અમદાવાદ.

આપનો કાગળ ચાલતા માસની તા. ૨ નો લખેલો આવ્યો તેની પોહોંચ કબુલ કરતાં જણાવવાની રજા લેઉંછું કે મારા તરફ પાંચ નિબંધ આવ્યા તેમાંથી "ભૂગળ વિનાની ભવાઇ" એ નિશાની વાળું નાટક મને પસંદ પડ્યું તે આપને લખી જાહેર કર્યું. તેનાં જુજ પાનાં વાંચતાંજ મને એમ જણાયું કે આ કોઈ વિદ્વાનનું લખાણ છે, અને જેમ જેમ આગળ વાંચતો ગયો તેમ તેમ મારા વિચારોને મજબુતી મળતી ગઈ. તેમાં જ્યારે પાને ૪૪મે જરાવસ્થા વિષે દ્વિઅર્થી છપય વાંચ્યો ત્યારે નિશ્ચય થયો કે આ રચના કોઇ તેજસ્વી કવિના મગજમાંથી ચમકી નીકળીછે. કેમકે થોડાં વર્ષો ઉપર અહીંના માસ્તર ચતુર્ભુજ શીવજીએ મને સરસ કવિતા રચના વિષે એક પોતાનું જોડેલ કવિત વંચાવ્યું હતું તે એકે,—

## કવિત મનહર.

કવિ કૈયે તેજ જેના કથનની છબિ જાણે,
રાત્રિના પ્રકાશ પેર હણે અંધકારને;
નીરદથી નીર ઝરે વીર હાથ તીર ખરે.
ભેદે દિલ ભૂમિ એવા શોધે શબ્દ સારને,
સ્વદેશનું પરમેશ પાસે હિત માગે સદા,
વાણી છે શિક્ષિત અને પ્યારી નર નારને,
ગાયે અહો નિશદામ સત્યજે સુંદરસ્વામ,
ચતુર કરે પ્રણામ કાવ્ય કરનારને.

(એની પેહેલી લીટીનો પેહેલો, બીજીનો બીજો એમ ચડ તો અક્ષર લેતાં કવિ દલપતરામનું નામ નીકળેછે.)એ આખા નિબંધમાં આદ્યંત એ પ્રકારનીજ છુટક કવિતા મારા જોવામાં આવતાં મને તે નાટક દુરસ્ત લાગ્યું.

વિશેષ, સોસાઇટીએ પણ મારૂં પસંદ કરેલ નાટક બાહાલ કરયું, અને વળી કવીશ્વર દલપતરામની કલમથી લખાયેલ છે, એવું આપે જણાવ્યું; તો હવે તે રસ યુકત હોય તેમાં હું કાંઈ આશ્ચર્ય સમજતો નથી. એ નાટકનો પ્રથમ છપાવ્યાનો હક મેં આગળ લખ્યો છે તેમ તેના રચનારનેજ આપશો અને રૂ ૧૦૦) તેની હકદારીની ઇનામ આપી બીજા રૂ૫૦) ની હુંડી મેં આ સાથે બીડીછે તેમાં લખ્યા રૂપીઆ કવીશ્વર દલપતરામને શાબાશી કરીને આપશો તથા જણાવશોકે નાની રકમ ઉપર જરા પણ નજર ન પોહોચાડતાં એ નાટકના

ખુશીથી મારા મોહની નિશાની તરીકે તે અંગીકાર કરશો.

તે સારા કાગળ તથા સફાઇથી તરત છપાવા વાજબી ભાસે તો તજવીજ કરાવશો અને તે છપાઇ બહાર પડે ત્યારે મારે માટે નકલ ૫૦ મોકલશો. તેની કિંમત હું આપીશ, એજ વિનંતી. લી. ઠકર ગોવિંદજી વિ. ધરમશીની સલામ.

## રંગભૂમિ વ્યવસ્થા.

મુંબાઈ જેવા શેહેરમાં નાટકનો ખેલ કરવાની નાટકશાળા હોય, તેમાંતો સર્વ પ્રકારની સગવડ હોય છે; પણ જ્યાં નાટક શાળા ન હોય ત્યાં આ નીચે લખ્યા પ્રમાણે રંગભૂમિની ગોઠવણ કરવી.

સાહેબ લોકોને ત્યાં લાકડાના ચોગઠા સાથે જડેલા પડદા હોયછે, એવો એક પડદો રંગભુમિમાં એક તરફ મુકવો અથવા ભોંયમાં બે વળીઓ ખોશીને ચાર પાંચ હાથ પહોળો, અને છ હાથ ઉંચો, એક પડદો, કે કનાત ઉભી કરી મુકવી. જેટલાં પાત્રો રંગભૂમિમાં પ્રવેશ કરે, તે એ પડદા પાછળથી નીકળી આવે. અને એજ રસ્તે પાછાં જાય. કોઈ સમે એવો પ્રસંગ આવે કે—ઘરમાં જવાનુ કે રસોડામાંથી કાંઈ લઈ આવવું લખ્યું હોય, ત્યાં ઉપલા પડદા પાછળ જઈ આવીને કહેકે ઘરમાં હું જઈ આવ્યો.

એ પડદા તરફ ખેલ જોનારા લોકોને બેસવા દેવા નહિ. કારણકે તે રંગભમિનો દરવાજો છે એમ જાણવું.

બીજો મોટો પડદો અધર લટકાવેલો કે કનાત, અથવા છુટો પડદો એવો જોઇએ કે—નાટકનો આંક પુરો થતાં, જ્યાં લખ્યું હોય કે પડદો પડ્યો. તે સમે પાત્રને બોલવાનો છેલો શબ્દ પૂરો થતાં ઝડપથી તે પડદો પડે, તેથી સઘળાં પાત્રો અદર્શ થઇ જાય, ફકત સૂત્રધાર, અને ગાનારા સભાસદોની નજરે પડે, એમ રંગભૂમિની તૃતીયાંશ જગા તે પડદાથી અદર્શ થવી જોઇએ. તેની પાછળ નવા અંકનાં પાત્રોનીગોઠવણી થયા પછી, ઝડપથી તે પડદો ઉઘડે. ખેલમાં જંગલનુ સ્થળ કલ્પવું હોય ત્યારે ઝાડનાં ડાળાં કે ચિત્રેલાં મોટાં ઝાડો ગોઠવવાં; સમુદ્ર સ્થળ કલ્પવું હોય, તો તેવાં ચિત્ર ગોઠવવાં જોઇએ. જોનારા પુરૂષો અને સ્ત્રીઓને બેસવાની જુદી જગાઓની હદ નકી કરી રાખવી.

---

## उपस्कर.

આ નાટકનો ખેલ કરતાં આટલો સામાન જોઇએ. ચાર વૃદ્ધ અને પાંચ જુવાન એ રીતે સુત્રધાર સુધાં નવ જણા ખેલાડી, અને નરઘાં સારંગી સાથે ગાનારા ત્રણ કુલ બાર જણા હોય ત્યારે આ નાટક કરી શકે.

| | |
|---|---|
| બ્રાહ્મણનાપોશાગ ...... ૪ | ખાટલો................ ૧ |
| દફતરો .................. ૨ | સ્ત્રીઓના પોશાગ........ ૩ |
| પાટલા.................. ૨ | દવાંતો,................. ૨ |

| | | | |
|---|---|---|---|
| કાળાકાંબળાવાળાજરવાડના. | | વાટવો ................ | ૧ |
| થાળીઓ . ......... ... | ૨ | પોલીસના સીપાઇઓના. | ૨ |
| હળદરનો ગાંગડો ...... . | ૧ | વાડકા..... ......... | ૨ |
| સાદા સીપાઇનો ......... | ૧ | તુળસી, કે ફુલ | |
| લોટા ...... ......... | ૨ | ઝાડવાળુ કુંડું .. ....... | ૧ |
| મુત્સદીના પોશાગ. ..... | ૨ | લાકડીઓ ............. | ૩ |
| પતાળાં ............... | ૨ | ઘી પીરસવાની વાઢી .. | ૧ |
| પાડીનો †વેષ ............ | ૧ | તુંબડું ............... | ૧ |
| નવું હાંલ્લું .... ......... | ૧ | રંગલાનો પોશાક..... | ૧ |
| દોરી પાણી સીંચવા ..... | ૧ | જુનુ હા લું........... | ૧ |
| બ્રાંહ્મણનો ખડીઓ ..... | ૧ | ટીપણું ............... | ૧ |
| ટુંકાં પોતીઆં .......... | ૨ | જમતાં પહેરવાનાં અબોટીયાં .......... | ૨ |
| વળગણી ............ .... | ૧ | જુની પાઘડી ...... | ૨ |
| બતક.................. | ૧ | દર્ભની જુડી ....... | ૧ |

જે ગામમાં આ નાટકનો ખેલ કરવો હોય, તે ગામના રાજાનું નામ, દફતરદાર, ફોજદાર, અથવા દીવાનનું નામ, નગરશેઠનું, નામીચા નાણાવટીનું, શાસ્ત્રીનું, અને વૈદમહારાજનું નામ પુછી રાખવું. જ્યાં તેઓનાં નામનો ખપ પડે ત્યાં લેવાં. પાત્રોમાં તેનાં નામ ધરાવવાં નહી.

---

†કાળો કાંબળો, પુંછડું, કાગળનું બનાવેલું પાડીનું મોં શીગડાં સુધાં.

# सूत्रधार कृत्य.

મંડળીનો ઉપરી, વૃદ્ધ, અને જેનો ભારબોજ પડે એવો સૂત્રધાર જોઇએ, તેને વિચિત્ર વેષ ધરવાની જરૂર નથી સાદો વેષ જોઇએ. પ્રથમ તેણે રંગભૂમિમાં જઇને મંગલાચરણ કરવું, તથા નાટકની સાર સૂચના કહી સંભળાવવી. પછી નાટકના અંત સુધી રંગભૂમિમાં રહેવું. ને સભા તરફ તથા પાત્રો તરફ સંભાળ રાખવી. પાત્રોને ઝટ દાખલ કરવાં, ગાનારને વખતે ગાવાની સૂચના કરવી, તથા જોનારાઓમાં કોઇ કાંઇ ગડબડ કરતું હોય તો તેનો બંદોબસ્ત કરાવાનું સૂત્રધારનુ કામ છે. પાત્રનેકે ગાનારને ઇશારતથી સૂચના કરે, તે સભાસદોને ખબર પડવા દે નહિ. એલથી સભાસદોને કેવી અસર થાય છે, તે પોતાના ધ્યાનમાં રાખે. કોઇ એલ વખાણે, કે વખોડે, તે કાન ધરીને સાંભળી લે. છેલીવારે નાટકની સમાપ્તિ વિષે ભાષણ કરે. અને તેમાંથી જેજે શિખામણ લેવાની હોય તે સમજાવે.

આ નાટકમાં જેટલા છંદો છે તે શ્રાવ્ય કાવ્ય છે, અને ગદ્ય છે તે દૃશ્ય કાવ્ય છે એમ જાણવું.

# પૂર્વરંગ.

(એટલે પાત્ર આવ્યા પહેલાં ગાનારા ગાયછે તે)

**રાગ બિહાગ.**

"બાનાની પત રાખ્ય, પ્રભૂ તારા બાનાની પત રાખ્ય"

એ રાગનું પદ છે.

---

મેલ મિથ્યા અભિમાન, મનવા મેલ મિથ્યા અભિમાન;
મનમાં મિથ્યા અભિમાન ધરે તે, નર કહીએ નાદાન, મનવા. ટેક.
મિથ્યાભિમાને માન મળે નહિ, ગણે ન કોઇ ગુણવાન;
ઉલટું અધિક અપમાન મળે અને, જરૂર ઉપજે જાન. ૧
મિથ્યાભિમાન તે દુખનુંજ મંદિર, સુખનું નથીરે સંસ્થાન;
નથી નથીરે તેમાં સ્વાદકે શુભફળ, નથીરે ધનનું નિધાન. મ. ૨
માટે તું મિથ્યા માન મુકીને, કર ગોવિંદ ગુણગાન;
તત્વ વિચારી તારા હિતનું કહું તે, કથન ધરી લેને કાન, મ. ૩
નમ્રપણા રૂપી નિર્મળ જળમાં, સ્નેહ સહિત કર સ્નાન;
તેના પ્રતાપથી તારા અંતરમાં, પ્રભુની પડશે પિછાન, મ. ૪
મિથ્યાભિમાનનું મુરખ થઇને, તું નવ રાખિશ તાન;
મિથ્યાભિમાનથી મહાપ્રભુ તને, દેશે નહિ સુખદાન, મ. ૫
માન મુકીને માન કહ્યું તો, ધર હરિપદનું ધ્યાન;
સારમાં સાર તો તેથી નથી બીજું, સંસારમાં તે સમાન, મ. ૬

માન રૂપી વિષપાન તજીને, કર પ્રભુ ગુણ પયપાન;
મિથ્યાભિમાનમાં મોહિત થઇને, તું ન કરીશ તોફાન, મ. ૭
નમ્રપણા પર નિશ દિન તારૂં, કર તન ધન કુરબાન;
ભોળપણાથકી ભ્રમિત થઇને, ભૂલિશ નહિ કદિ ભાન, મ. ૮
નમ્રપણા થકી નાથ રીઝે એમ, કહેછે પુરાણ કુરાન;
મિથ્યાભિમાન તો મહા ભયંકર, સળગતું છે સમશાન,મ. ૯
મિથ્યાભિમાનીના મનમાં ભલે કદી, ગમે તેવું હોય જ્ઞાન;
તો પણ તેને તૃણનીજ તુલ્યે, જાણે છે સકળ જીહાન,મ. ૧૦
મિથ્યાભિમાનીનું મૂળમાંથી કદી, થાય બેદાન મેદાન;
દશમુખ, દુરજોધન આદિકનું, સૃષ્ટિમાં ન રહ્યું સંતાન, મ.૧૧
નમ્રપણામાં નિત્ય રહે નર, મનાય એજ મહાન;
નમ્રપણાથકી નિર્ભય પદનો, જગપતિ થાય જમાન, મ. ૧૨
મિથ્યાભિમાનથી મુઆ કમોતે, ખાનખાનાં સુલતાન;
મિથ્યાભિમાની માણસ મનમાં, હઠ ધરિ થાય હેરાન, મ.૧૩
મિથ્યાભિમાન તો મુઆ પછી પણ, નરકનું જાણ નિશાન;
જુના ગ્રંથોમાં જુઓ તપાશીને, અનેક છે આખ્યાન,મ. ૧૪

---

(આ નાટકમાં જ્યારે જ્યારે ફુરસદ મળે, ત્યારે ઉપલા પદમાંની બે ચાર લીટીઓ ગાવી.)આંક પૂરો થતાં ગાવાનું સાત વાર આવશે, માટે દર એક પ્રસંગે બબે ચરણ ગાઇને ૧૪ ચરણ પૂરાં કરવાં.

# मिथ्याभिमान नाटक. त्र्प्रष्टांकी

## अंक १ लो.

पात्र—એટલે મેળા.

१ સૂત્રધાર—એટલે નાયક.

२ विदुषक—એટલે રંગલો.

३ જીવરામભટ—રતાંધળો.

४ બીજલ—ભરવાડ.

५ પાંચો-ભરવાડતેનીસાથેપાડીર

### स्थळ वगडो.

**नान्दी** – મંગળાચરણ.

પ્રથમ સુત્રધાર આવીને—ગૃહસ્થો. આ ઠેકાણે આજ મિથ્યાભિમાન વિષે હાસ્ય રસમાં સુંદર નાટક થવાનુંછે; તેમાં કશું વિઘ્ન નડે નહિ એટલા સારૂ વિઘ્નહર્ત્તા દેવના સ્મરણ રૂપી મંગળા ચરણ હું કરૂં છું, તે સહુ સાવધાન થઈને સાંભળો.

स्रग्धरा वृत्त.

[ समारुं स्नेह भावे सकळ पगरणे सर्वदा सिद्धिदाता,

विद्या वाणी विलासी विरदधर वळी विघ्नहर्त्ता विधाता;

सर्वना एक स्वामी, सुखद, मुज सिरे हेतथी हाथ धारो,
नाट्यारंभे नवीने ‡त्रिगुणपति तमे विघ्न सर्व निवारो. १
(એ સાંભળીનિ સભામાં મર્મજ્ઞ હતા. તેઓને લગાર હસવું આવ્યું.)

उपजाति वृत्त.

विचित्र देखाव विचित्र वाणी, विचित्र पोशाग विचित्र प्राणी
विचित्र आ नाटक विश्व नाम, पेदा कर्युं ते प्रभुने प्रणाम. २

## *सूचना.

આ અષ્ટાંકી મિથ્યાભિમાન નાટકના પહેલા આંકમાં રતાંધળો જીવરામ ભટ તથા બે ભરવાડો આવશે. બીજા આંકમાં જીવરામનો સસરો રંગનાથ ભટ, સાળો સોમનાથ, સાસુ દેવબાઇ, અને જીવરામની વહુ જમનાં. તથા તેની બહેનપણી

---

‡મંગળા ચરણમાં ગણપતિનું સ્મરણ કરવાનો ચાલ છતાં, सकळ पगरणे सिद्धि दाता, विघ्नहर्त्ता, ઇત્યાદિ વિશેષણોથી ગણપતિને બદલે त्रिगुणपति પરમેશ્વરનું સ્મરણ કર્યું, તે એવી રીતે કે—કોઈ અજાણ્યો જાણે કે ગણપતિનું સ્મરણ કરે છે.

તે વિશેષણોમાં એવો છળ છે. માટે छळजनितहासित નામે હાસ્ય રસ થયો. હાસ્યરસના નાટકમાં ઘણું કરીને હરેક વાક્યથી, ને હરેક ક્રિયાથી સભાસદોને હસવું આવે. માટે તે વારે વારે લખી જણાવવાની જરૂર નથી.

*નાયકે સૂચના સંભળાવવી. તથા કાગળોમાં છપાવેલી સભામાં વેચવાનો ચાલ પણ છે. તેથી સઉ જાણે કે આટલું થયું, ને આટલું થવાનું બાકી છે.

ગંગા આવશે. ત્રીજા અંકમાં જીવરામને ખોળવા સારૂ તેનો સસરો ને સાળો જશે. ચોથામાં જીવરામને તેનાં સાસરીઆંનો મેળાપ થશે. પાંચમામાં એક ફારસ કરી બતાવામાં વાઘજી રજપુત, ને કુતુબમીઆં કુસ્તી કરશે. છઠામાં રગનાથ ભટ-ના ઘરમાંથી ચોર પકડાશે. સાતમામાં ફોજદારી કોરટ આવશે અને આઠમામાં જીવરામ ભટનું વેડું કરવા એક વેદ આવશે. અને પાંચ કલાક સુધી આ નાટક ચાલશે. અમુક વખતે આ-રંભ થશે, અને અમુક વખતે પૂરૂં થશે. (ઘણું કરીને રાતના ૮ વાગતાં આરંભ, અને બાર ઉપર એક વાગતાં પૂરૂં કરવું).

---

# વિષ્કંભ.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ વગડો.

પાત્ર. રંગલો, અને સૂત્રધાર.

રંગલો—નાચતો નાચતો આવેછે.

ગાનારા ગાયછે—તતથેઇ. તતથેઇ. તતથેઇયાં. ૪ વાર.

રંગલો—તાથેઈ તાથેઈ તાતાથેઇ ભલા.(ઉભો રહે છે)

સૂત્રધાર—અરે તું કોણછે? પગે ઘુઘરા, માથે મોરનાં પીછાં, અને લીમડાનાં પુંખડાં ખોશાંછે; તું તે આ જંગ-લનું જનાવરછે, કે માણસ છે?

રંગલો—માણસમાં માણસ થાય, અને જનાવરમાં જનાવર થાય.

સુત્ર—માણસમાં માણસ, ને જનાવરમાં જનાવર શી રીતે થાય?

રંગલો—કહ્યું છે કે—

इंद्रवज्रा वृत्त.

सारे प्रसंगे जन थाय सारा, नीचप्रसंगे निपजे नठारा;
जो जे वसे वास जनावरोमां, तो थाय तेवा गुण ते नरोमां. ३

હવે હું તમારી સોબતમાં આવ્યો છું, માટે જેવા તમે હશો, તેવો હું થવાનો.

સૂત્ર—તારૂં નામ શું? §ભામો રાજગર; કે રણિયો ‡ ગઢવી?

રંગલો—અરે સૂત્રધાર, અરે નાયક; મારૂં નામતો વિદુષક છે. પણ ગુજરાતમાં મને સઉ રંગલો કહે છે.

સૂત્ર—તું કોઇ પ્રકારની વિદ્યા જાણે છે કે?

રંગલો—હા. હું હાસ્યરસની પુષ્ટિ કરવાની વિદ્યા જાણું છું.

સૂત્ર—વાહવાહ! ત્યારે તો બહુ સારૂં થયું; આજ આ ઠેકાણે હાસ્યરસમાં નાટક થવાનું છે, માટે તું તેમાં હાસ્યરસની પુષ્ટિ કરીશ?

રંગલો—હાજી. એતો કામ બંદાનુંજ છે. હાસ્યરસના નાટકમાં તો બંદાવિના ચાલેજ નહિ.

---

§ કચ્છમાં એક રાજગર બ્રાહ્મણ હતો, તેનો પોશાગ હસવા જેવો હતો તેથી તેનું નામ પ્રખ્યાત છે.

‡ અમદાવાદ જીલ્લાના રાણીસરનો ચારણ, હતો તે પ્રખ્યાત મશકરો હતો. તેની કહાણીઓ વિલાયતના મશકરા બર્થોલ્ડના જેટલી લોકોમાં ચાલે છે.

સૂત્ર—અરે, તું એટલી બધી મગરૂરી શાવાસ્તે રાખેછે ! વડોદરામાં એવા મશકરા છે કે-તનેતો પગે બાંધીને ઉડે. તું પણ મિથ્યાભિમાની દેખાયછે.

રંગલો—તમને હજી આજજ ખબર પડી કે?

સૂત્ર—ભાઇ જ્યાં સુધી જેનો સહવાસ થયો ન હોય ત્યાં સુધી શી ખબર પડે!

કહ્યું છે કે—

उपजाति वृत्त.

पड्युं नहीं काम, वश्या न पासे, त्यां सुधी सारा सरवे जणाशे;
सारा पंठ ज्यां सहवास थाय, त्यारेज तेना गुण तो जणाय. ૯

રંગલો—ઠીક છે. તમારા ગુણ પણ અમે જાણી લેશું.

સૂત્ર—હવે સાંભળ. પ્રથમ હું આ સુંદર*વનનું વરણન કરૂં.

રંગલો—ઠીક છે, કરો.

સૂત્ર— शार्दूल विक्रीडित वृत्त.

आंबा आमलि लीमडा वड वडा, झुंडे झुक्यां झाड छे,
छत्रोनी छबी छाइ होय छतमां, तेवा ऊंचा ताडछे;
गायो वृंद हरे फरे तृण चरे, गोवालिया गायछे,

* આ ઠેકાણે વનનું વરણન કર્યા વિના પુસ્તકમાં લખ્યું કે સ્થળ વગડો; તેથી કાંઇ ખેલ જોનારા સભાસદોને ખબર પડે નહી, કે આ બનાવવનનોછે. માટે કલ્પિત વનનું વરણન કર્યું.

જોતાં આ વનને જરુર ઉરમાં આનંદ સંધાય છે. ૫

રંગલો—એતો ખરૂં. પણ આ કિયા દેશનું જંગલ છે? તે મને ખબર પડતી નથી.

સૂત્ર—સોરઠ દેશનું આ જંગલ છે.

રંગલો—સોરઠદેશની શી શી વસ્તુ વખાણાય છે?

સૂત્ર—સોરઠનાં પાંચ તો રત્ન કહેવાય છે.

રંગલો—તે કિયાં કિયાં પાંચ કહો.

સૂત્ર— શ્લોક.

सौराष्ट्रे पंच रत्नानि, नदी, नारी, तुरंगमाः

चतुर्थं सोमनाथश्च, पंचमं हरिदर्शनम्. ૬

અર્થ. ગોમતી વગેરે નદીઓ, સોરઠી સ્ત્રિયો, કાઠીયાવાડી ઘોડી, સોમનાથ, અને દ્વારકા. એટલાં પાંચ વડે સોરઠ દેશ વખાણાય છે.

રંગલો—ઈડર જીલ્લામાં પણ પાંચવાનાં વખાણાયછે. તેનો અશ્લોક છે.

સૂત્ર—તે કિયાં કિયાં?

રંગલો— अश्लोक.

ईडरे पंचरत्नानि, पाणी, पाषाण, पांनडां;

चतुर्थं गाळिदांनंच, पंचमं वक्रलोचनं. ૭

સૂત્ર—સાબાશ ! હવે મારી ખાતરી થઇ, કે તું [1]હાસ્યરસની પુષ્ટિ કરી શકશે.

રંગલો—હવે આ જંગલમાં પ્રથમ કોણ આવનારછે? તે કહો.

સૂત્ર—પ્રથમ રતાંધળો જીવરામભટ આવનારછે, તેની સાથે તું વાતચીત કરજે, કેમકે તે પણ તારા જેવો મીજાજી છે.

રંગલો—ઠીકછે, આવવા દો.

---

# પ્રવેશ ૨ જો.

*જીવરામ ભટ—આવે છે.

ગાનારા ગાયછે. નીચે મુજબ,

"જીવરામભટ આવ્યા, જો જો ભાઇ જીવરામભટ આવ્યા,"

"લાકડી કર લાવ્યા, જો જો ભાઈ જીવરામભટ આવ્યા."

રંગલો—તાથેઇ તાથેઇ તાતાથેઇ ભલા.

જીવ—(ઉભા રહેછે)

રંગલો—કેમછે ? જીવરામ ભટ,

જીવ—(ડોક વાંકી કરીને) કોણ એ?

રંગલો—જાઓ મારા સાહેબ. નથી ઓળખતા કે શું?

---

૧ વિકૃતવાણી જન્ય ઉપહસિત ભેદ થયો.

* ઘરડો, ધોળી દાઢી, ખભે ખડીઓ, તુંબડું દોરી, હાથમાં લાકડી, દેખાતો દરીદ્રી, ગાનારાના તાળ પ્રમાણે પગલાં માંડતો વૃદ્ધની પેઠે ચાલતો આવે.

જીવ—કાંઇ ઓળખાણ પડી નહિ.

રંગલો—આપણે બે નજદીકના સગા છીએ, તો પણ તમે ઓળખતા નથી, એ કેવી વાતછે ?

જીવ—આ અમારા સસરાના ગામની સીમમાં તે અમારૂં નજદીકનું સગું કોણછે?શું તું અમારો સાળોછે?

રંગલો—તમારો સાળોતો તમારી વહુનો ભાઇ હોય તે. શાસ્ત્રમાં પણ કહ્યુંછે કે—

ચોબોલા છંદ.

हिंगळानो रंग रातो होय नें कोयलानो रंग काळो;
भोजो भगत एम भणे जे, वहुनो भाइ ते साळो. ૮

તાથેઇ તાથેઇ તાતાથેઇ ભલા.

જીવ—ત્યારે તું અમારો સસરો થાયછે?

રંગલો—સસરોતો વહુનો બાપ હોય તે. માટે તમારી વહુને પુછી જો જો કે હું એનો બાપ છું?

જીવ—(ખુસે થઇને) ત્યારે તું અમારો શો સગો થાયછે?

રંગલો—આપણે બે ભાઇઓ છીએ ભાઇઓ.

જીવ—શું અમારો બાપ તેજ તારો બાપ કે ?

રંગલો—ના, ના, એમ નથી, એથી ઉલટું છે.

જીવ—ત્યારે શું, મશીઆઇ ભાઇ, મંમાઇ ભાઈ, પીતરાઈ ભાઈ, નાતભાઇ, કે ગામભાઇ, કેવો ભાઇ થાયછે?

રંગલો—અરે એતો બધા દુરના સગા કહેવાય, અને આપણે

તો અડીને સગા છીએ.

જીવ—અડીને ?

રંગલો—હા, અડીને, એક તસુનું પણ છેટું નહિ.

જીવ—અડીને સગા તે કેવા ?

રંગલો—આપણે અને "સગા" મીજાજભાઇ છીએ. હવે ઓળખ્યા કે નહિ!

જીવ—મિજાજ ભાઇ કોને કહેવાય ?

રંગલો—જેઓના મીજાજ મળતા આવે, તે મીજાજભાઇ કહેવાય. કદાપિ સગા માના જણ્યા ભાઇઓ હોય, પણ તેઓના મીજાજ મળતા ના આવે તો લડીને કપાઇ મરેછે. પણ જો પરનાતવાળા, સાથે કે પરદેશી સાથે મીજાજ મળતો આવે, તો જીવજાન દોસ્તી બંધાય છે. માટે જગતમાં મીજાજભાઇની સગાઇજેવી બીજી એક સગાઇ નથી. કહ્યુંછે કે—

शार्दुल विक्रीडित वृत्त.

जोगी जोगिनि पास वास वसशे, भोगीज भोगी कने,
बंधाणी जनने जरूर जगमां, बंधाणी साथे बने;
पापी पापि विषेज प्रीत करशे, धर्मिष्ट धर्मी विषे,
मिथ्या सर्व सगाई भाइ भवमां स्वाभावि साची दिसे. ९
मित्रो होय स्वभाव मांहि मळता, ते मित्रता आदरे,

साचा संकटमां सहाय करशे, कुरबान माथुं करे;
*धीरे धान्य धनादि धाम धरणी हेते हसावे हसे,
एनो, मात पिता थकी अधीक तो, विश्वास आवी वसे. १०

જીવ—હા, એતો ખરી વાતછે.

રંગલો—હવે તમારે ક્યાં જવાનુંછે?

જીવ—અહાહા !! આજતો સાસરે જઇને સાસુના હાથની રસોઇ જમવીછે અને આડોશીપાડોશી બાઇડીઓ કહેશે કે (કુદીને હાથનાં લટકાં કરીને) જીવરામભટ આવ્યા, જીવરામભટ આવ્યા. વાહ, સાસરાનું સુખ.

शार्दुल विक्रीडित वृत्त.

सौ आपे सनमान -दान, वळीज्यां, मिष्टान मेवा मळे,
सासु स्नेह सहीत शब्द ऊचरे. त्यां ताप त्रेणे टळे;
साळानी वहु, साळियो, हळीमळी, हेत करे हास्यरे,
स्वर्गावास समान सर्व सुखतो संसारमां सासरे. ११

રંગલો—સાસુ હોંશિલી હશે?

જીવ—અરે સાસુએ હોંશિલી જોઇએ, અને આપણામાં પણ કાંઇ રૂપ, રંગ અને ગુણ જોઇએ. ત્યારે સાસુને વહાલા લાગીએ.

---

*જુગારો જુગારીને ધીરે છે.

રંગલો—રૂપ, ને, રંગ તો તમારામાં પરજાપતિના હાથીના જેવાં છે. વારૂ, આગળ ચાલો, મારે પણ તે ગામ તરફ આવવું છે.

જીવ—( આગળ ચાલતાં થોડાંક પગલાં ભરીને) અરે રામ, આ બે જુદા રસ્તા ફાટ્યા. તેમાં મનસાપુરીનો રસ્તો કયો હશે? હવે જો કોઈને પુછીએ તો અજ્ઞાની ઠરીએ.

રંગલો—ભટ. કેમ ઉભા રહ્યા?

જીવ—આ બે રસ્તા ફાટ્યા, એક આમ જાયછે, અને એક આમ જાયછે. તેમાં મનછાપુરીનો રસ્તો કયો હશે? અમારે કયે રસ્તે જવાનું? તે તું જાણતો હશે તો કહે જોઇએ?

રંગલો—તમે રસ્તો ભુલી ગયાથી પુછોછો? કે મારી પરીક્ષા લેવા પુછોછો?

જીવ—અમે તો કાંઇ રસ્તો ભુલી ગયા નથી. પણ તું જાણેછે કે હુંજ ડાહ્યોછું; ત્યારે તું રસ્તો જાણતો હશે, તો કહે જોઇએ?

રંગલો—તમે નથી ભુલ્યા, ત્યારે તમારે પુછવાની શી ગરજછે? જાઓને એજ રસ્તો,

इंद्रवज्रा वृत्त.

प्रीछे न पोते, पण पुछवार्थी, लाजे दिले, शिष्यपणे थवाथी,
पुछे गुरू थै मन-मर्म लेवा, मिथ्याभिमानी नर दांभि एवा. १२

જીવ—એમાં તું શું કહેતો હતો? આજ રસ્તો છે તો, અમે

ક્યારે અજાણ્યા છેએ?

રંગલો—ઠીકછે *જાઓ. (રંગલો પડદા ઓઠે સંતાઇ જાયછે)

જીવ—(આગળ ચાલતાં ) અરે આતો રસ્તો ખેતરાઉ જણાય છે. ચાલ જીવ, પાછા ફરીએ. (પાછો ફરેછે )

અરે આતો જાળાં, ને કોતરાં આવ્યાં. પેલો રસ્તો પણ હાથથી ગયો. (ત્રણ ચાર વાર આવો પાછો જઇને) અરે આ ઠેકાણેથી મીજાજ ભાઇ અને આપણે જુદા પડ્યા હતા. તે આ જમણે રસ્તે ગયો, અને આપણને તે લુચ્ચે ડાબે રસ્તે ચડાવ્યા. આપણે તેને શિષ્ય ભાવે પુછ્યું નહિ, તેથી તેણે અવળો રસ્તો બતાવ્યો.

વારૂ, આપણે આટલા હેરાન થયા એજ કે કાંઇ બીજું? પણ વળી બંદા કોઇના શિષ્ય થાયછે? ( મુછે હાથ નાખેછે.)

(વળી આગળ ચાલીને વિચાર કરેછે.)

અરે પ્રભુ. હવે શું કરીશું? મેં તો જાણ્યું હતું કે દહાડા છતાં સસરાને ઘેર જઇને બેશીશું, પણ પેલે ઠગે અવળો રસ્તો

---

* જે ગામમાં કદી કેરીઓ મળેજ નહિ, તે ગામનો એક બ્રાહ્મણ ક્યાંઇકથી કેરીઓ લાવ્યો હતો, રસ કાઢીને પાણા વાડકામાં ભર્યો. પછી સ્ત્રીને કહ્યું કે આજતો રસ રોટલી કરવીછે, તે તને ન આવડે તો પાડોશણ ગુજરાતની છે તેને પુછીને કરજે. એમ કહીને ગયા પછી, તે સ્ત્રીએ પાડોશણને પુછ્યું કે મને રસ રોટલી આવડે તો છે, તોપણ પુછુંછું કે રસમાં લોટ નાખીને, તેની રોટલીઓ કરવી, એમજ રસ રોટલી થાય કે નહી ? પાડોશણે હા કહી. પછી પેલીએ તેમ કર્યું ને પછી પાડોશણનો વાંક કાઢ્યો.

બતાવ્યો, તેથી વગડામાં ચાર પાંચ ગાઉ ગોથાં ખાધાં, છેવટ રસ્તો તો જડયો, પણ હવે દહાડો આથમવા આવ્યો, અને ગામતો હજી ગાઉ ડોઢગાઉ રહ્યુંછે. કોઇ માણસ આટલામાં જણાતું નથી. પેલા બીજાજભાઇ પણ જતો રહ્યો. આજ પૂરી ફજેતી થવાની. હવે કોઇ દહાડો એકલા સાસરે આવું નહિ. કોઈ સાથે હોય તો તેનો હાથ ઝાલીને ચાલ્યા જઇએ, તે કોઈ જાણે નહિ. આજસુધી આપણે એવી હુશીઆરીથી આપણું કામ ચલાવ્યું છે, કે હજી સુધી જગમાં કોઇને ખબર નથી કે—જીવરામભટ રાતે દેખતા નથી. પણ આજ ફજેતી થાય એવું જણાય છે.

---

## પ્રવેશ ૩ જો.

બીજલરાયકો[1]—(પડદામાંથી નીકળીને, ખભે ડાંગ લઇને, ચાલ્યો આવે છે, અને જેમ ભેંશોનાં ટોળાંને બોલાવતો હોય તેમ લાંબો હાથ કરીને બૂમો પાડેછે.) આહો!!!ઉ.

માંચોરાયકો—(સાથે પાડી લઇને પાછળથી આવીને બુમ પાડીને) એ!!! બીજલ, બીજલ, બીજલહો!!!ઊ.

બીજલ—(પાછું જોઇને) અલ્યા શું કેસ? પાંસા શું કેસ ?

---

૧ કાળો કાંબળો ઓઢેલો, માથે ફાળીઉં બાંધેલું, પગની પાનીઓ ભોંઇથી લગાર. ઊંચી રહે એમ પગના પંજા વડે લાંબાં કદમ ભરીને ઊંટની પેઠે ઉતાવળો ચાલતો ભરવાડ આવે.

પાંચો—અલ્યા ઉભો રેહે તો ખરો. એમ નાહી શું જાયસે!

બીજલ—હાલ્ય, એક ઉતાવળો હાલ્ય.

પાંચો—(પાસે જઇને) અલ્યા તારી બેહો ક્યાં સે?

બીજલ—એ ઉકરાંટે મારગે થઇને ગામની ભાગોળે પુગી હશે. તારી બેહો ક્યાંસે?

પાંચો—મારી બેહો મહાણીઆ માથેવ કને પુગી હશે. અલ્યા ઓલ્યો ભરામણ આવેસે, તેને ઓળક્યો કે ?

બીજલ—ક્યાંસે ભરામણ?

પાંચો—એ!!ઓલ્યો વેગળે આવે!!

બીજલ—હું તો એને ઓળખતો નથી.

પાંચો—આપણા ગામમાં ઓલ્યો રગનાથભટ રેસે ને ?

બીજલ—હા, હા.

પાંચો—એનો જમાઇ, હવે ઓળક્યો કે નહિ!

બીજલ—ઓલ્યો રતાંધળો જીવરામભટ કે?

પાંચો—હા, એજ જો!! એજ. ભલો ઓળક્યો અલ્યા ભલો ઓળક્યો.

બીજલ—તે બચારો રાતે તો આંખે મુદલ ભાળી હકતો નથી, તારે શી રીતે એના હહરાને ઘરે જઇ હકશે?

પાંચો—ઉભો રે, આપણે એનું બાવડું ઝાલીને, એના હહરાને ઘરે પુગાડીએ. ભલા, ભરામણનો દીચરો સે, આપણને ધરમ થાહે.

બીજલ—રગનાથભટે દીચરીનો ભવ બગાડ્યોસે. ૨૫૨૫ના

અવતાર જેવી સે, તીને રતાંધળો વર જોયો સે, એતો કાગડો દહીંથરૂં લઇ ગીઓ.

પાંચો—રંગનાથભટ શું કરે? વધ્યાત્રાના લેખ એવા હશે.

રંગલો—(પડદામાંથીનીકળીને)ખરેખરો વિધાતાનોજ વાંકછે.

उपेंद्रवज्रावृत्त..

अरे न कीधां फल केम आवे, कर्या वळी कंटक शा गुलावे;
सुलोचनाने शिर अंध स्वामी,खरे विधाता तुजकृत्य खामी.१ ३

પાંચો—જીવરામભટ; પગે લાગું, પગે લાગું.

જીવ—આવો રાયકા. આશર્વાદ, આશર્વાદ.

બીજલ—જીવરામભટ; અતારે અહુરી વેળાના તમે ક્યાંથી આવ્યા?

જીવ—કોણ એ? બીજું કોણ છે?

બીજલ—એતો હું, બીજલ, બીજલ.

જીવ—લો ઠીક થયું,ઠીક થયું,અસુરી વેળાનાં કોઇ લુંગડાં લઇ જાય, માટે અમે ફિકર ૧કરતા હતા; અમને રસ્તામાં એક ઠગે ભુલા પાડ્યા, તેથી અસુર થઇ ગયું.

બીજલ—તમે રાતે દેખતા નથી? રતાંધળા સોકે?

પાંચો—બોલમાં, બોલમાં,એને રીહ સડશે. તને બોલતાં આ આવડતું નથી. કહ્યુંસે કે—

---

૧ અભિમાનીપોતાને "હું" એમ કદી કહે નહિ;અમે કહે.

दोहरो.

अंधाने अंधो कहे, वरवुं लागे वेण;
धीरे धीरे पुछिये, शाथी खोयां नेण? १५

જીવ—(ધુસ્સે થઇને) મહારંડના, તું રતાંધળો, તારો બાપ રતાંધળો, તેનો બાપ, અને તેનો બાપ રતાંધળો હશે. (પથરો શોધે છે, ને મારવા દોડેછે).

પાંચો—હૂં હૂં હૂં (હાથ ઝાલે છે).

જીવ—અલ્યા, તું અમને કોણ કહેનારો? અમારૂં ઘર શું જેવું તેવું છે? અમારા ગામમાં બીજા બધા બ્રાહ્મણો તો પછીથી રખડતા આવીને રહેલા, અને અમારૂં ઘર તો કાદોકદમીનું અશલનું છે. અમે હજાર હજાર રૂપૈયા ખરચીને દીકરીઓ સારે સારે ઘેર પરણાવીએ છએ.

અગનોતરા કાળમાં મારો બાપ મરી ગયો, ત્યારે એક રૂપૈયાનુ સવાશેર ઘી મળતું હતું, તોપણ અમે કરજે રૂપૈયા કહાડીને, આખું ચોખળું તેડાવીને ત્રણ દહાડા સુધી બ્રાહ્મણોને લાડવા જમાડ્યા હતા, તારા બાપ પછવાડે તેં શું કર્યું હતું? બોલ? બતાવ?

પાંચો—જીવરામભટ; એમ રીહ સડાવીએ નહિ. મરને કેતો, એના કેવાથી શું થવાનુ સે?

જીવ—અલ્યા, અમારો બાપ વર્ષોવર્ષ શ્રાદ્ધ કરતા હતા, તે દહાડે સોસો બ્રાહ્મણોની પંગત થતી હતી. અમે જેવા

તેવા નથી

બીજલ—"મારે મુગલ,ને ફૂલાય પીંજારા" તેમ તમારો બાપ પૈશાદાર હતો, તેથી તમે આટલી બધી ફૂલ શેની મારોસો?

રંગલો— દોહરો.

લટકે ઊંધે મસ્તકે, વડ ડાળે વાગોળ,
મન જાણે મેં પગ વડે, રાખ્યો આખિ અગોળ. ૧૫

જીવ—અરે અમે પણ એના એ છૈએ, બારસેં બારસેં રૂપૈઆ ખરચીને ઉંચા કુળમાં દીકરીઓ પરણાવીએ છૈએ.

બીજલ—(પાંચાને) આ ખરી વાત હશે? એની પાંહે દહ વીહહજાર રૂપીઆની મુડી હશે?

પાંચો—એના બોલવા ઊપરથીજ જણાયસેકે કાંઇ નથી. જેની પાંહે ધન, કે વધ્યા હોય, તે આમ ફૂલાય નહિ.

રંગલો— दोहरो.

जे पामे जन पूर्णता, ते न कदी फूलाय;
पूरो घट छलकाय नहि, अधुरो घट छलकाय. १६

બીજલ—ખરેખરો ફૂલણજીસે.

રંગલો—રતાંધળો !! (એમ કહીને નાશી જાયછે.)

જીવ—ઉભો રહે મહા રંડના, નાશી કેમ જાયછે?

બીજલ—તમે ખીજાઓ સો શું કરવા? હું તો કેતો નથી, પણ બીજા લોક કેતા હતા, કે જીવરામભટ રાતે દેખતા નથી.

જીવ—કોણકહેતું હતું?

બીજલ—અમારા ગામનો એક બ્રાહ્મણ કેતો હતો.

જીવ—એનો બાપ રતાંધળો હશે. અમે તો રાતે લખવા બેશીએ તો ત્રણસેં શ્લોક લખી કહાડીએ છૈએ.

જો બીજા કોઇએ અમારે મોઢે કહ્યું હોય, તો તેના ઉપર ત્રાગું કરીએ, અને માથું ફોડીને તેને લોહી છાંટીએ, પણ તમને શું કરીએ?

પાંચો—રીહ સડાવીએ નૈં; હોય, હાહરીમાં જઇએ, તે કોઇ મશ્કરી કરે, ટોળ કરે, તો મોટું પેટ રાક્ષીએ.

રંગલો—સાસરાની શેરીનું કુતરૂં કરડવા આવે, તો હાડે કહીએ નહિ.

જીવ—તમે અમારા સસરાના ગોવાળ છો, માટેજ અમે સાંખી રહીએ છૈએ. નહિ તો અમે લગારે સાંખી રહીએ એવા નથી.

પાંચો—હાલો બેક ઉતાવળા હાલો, અમારી બૅહો જાતી રહે. અને હવે રાત પડવા આવી.

જીવ—રાયકા, લાવો જોઇએ તમારો હાથ જોઉં.

પાંચો—મારા હાથમાં શું જોશો?

બીજલ—મારગ સુજતો નથી, તે ફાંફાં મારતો હાલસે, માટે તારો હાથ ઝાલીને હાલવું હશે.

જીવ—તમને એવો વહેમ હોય તો અમારે તમારા હાથની કાંઇ ગરજ નથી. અમેતો તેનું નશીબ કેવુંછે, તે જો-

વાસ્તે હાથ દેખાડવાનું કહીએ છીએ.

પાંચો—જુઓ જુઓ જીવરામભટ. મારૂં નશીબ ચેવુંસે વારૂ?

જીવ—આ અનામિકા, એટલે ત્રીજી આંગળીના ઉપલા વેઢા કરતાં છેલી આંગળી વધારે લાંબી છે, માટે તમે તમારા બાપ કરતાં વધારે સકરમી છો.

બીજલ—ખરેખરૂં કીધું અલ્યા. તારા બાપની વખતમાં આટલી ધરાગી તમારે ચાંણે હતી?

પાંચો—આ ગામની પલવાડે ધરાંસે, તેના દીવા દેખાણા.

જીવ—હા. ખરા. કેવા સારા દીવા શોભે છે. જુઓ.

બીજલ—જીવરામભટ, એ બે દીવા તમે દેખોસો કે? (નાટક સ્થળમાં નજદીક દેખાતા હોય તેટલા દીવા કહેવા)

જીવ—હા, એક આ રહ્યો, નેં એક આ રહ્યો, (બીજી તરફ બતાવે છે)

પાંચો—એણીમેર દીવા ચાંસે? દીવાતો આમ દેખાયસે?

જીવ—હા, હા, હું પણ એજ તરફ કહું છુ તો. અને પેલો ઝીણો દીવો વેગળે દેખાય છે. તે સુધાં ત્રણ દીવા અમે દેખીએ છીએ.

પાંચો—(દીવા ગણીને) બે દીવા તો હું દેખુંસું, અને ત્રીજો દીવો તો આટલામાં ચાંઈ દેખાતો નથી.

જીવ—આ તરફ જુઓને, એ રહ્યો ત્રીજો દીવો.

રંગલો—(‡હળવે) તારા બાપનું કપાળ છે તે તરફ તો. ચા-

---

‡રંગલાને હમેશાં જે વાકયનો જવાબ મળવાનો ન હોય, તે વાક્ય તે આડું જોઇને બોલે.

લતાં અડવડીઆં ખાય છે, હાથ ઝાલીને ચાલે છે, નેં વળી ખાલી ઢોંગ કરેછે.

બીજલ—હાલ્ય પાંસા, આપણે તો ઝટ ઘરે જઇએ. એતો અથડાતો અથડાતો આવશે.

પાંચો—(જીવને) હવે અમે તો ઉતાવળા ઝટ ઘરે જાહું.

જીવ—અમારા સસરાની ભેંશ કેઈ? અમને દેખાડો તો ખરા. જોઇએ તમે ચરાવીને કેવી તાજી કરી છે?

પાંચો—ભેંહ તો આગળ જઈ. પણ આ તમારા હહરાની પાડી સે તે જુઓ.

જીવ—ક્યાંછે ક્યાંછે? (ફાંફાં મારે છે).

પાંચો—એ આ રહી જુઓ. સે માતેરી!

જીવ—વાહવાહ, અલ્યા પાડી તો સારી છે હો? અમારી સાસુએ અમારી સાળીને ધવરાવીને જેવી મસ્તાની કરી છે, તેવી તમે પાડીને કરી છે. (ઉપર હાથ ફેરવી-ને પુંછડું પકડીને પગ આડાઅવળા પડેછે) ચાલેછે.

પાંચો—તમારા હહરાને ઘરે તમને પુગાડીએ?

જીવ—કાંઈ પહોંચાડવાની જરૂર નથી. હવે તમારે ઉતા-વળા જવું હોય તો જાઓ. ગામ ઢુંકડું આવ્યુંછે. માટે હવે કોઈ લુગડાં લઈ જાય એવી બીક નથી, અને હવે તમારી અમારે લગારે ગરજ નથી.

પાંચો—(બીજલને) મારગને અડખેપડખે હુંડો ખાડોસે તેમાં

જવાની પાડીને ટેવસે, માટે તેમાં પડશે તો, બચારા ભરામણને વાગશે

બીજલ—ભોગ એના, આપણે શું કરીએ!

રંગલો— उपजाति वृत्त.

मिथ्याभिमानीशिर दुःखआवे, कदापिलोकोकरुणानलावे;
जो सर्पनेकोइविजाडिग्राझे,देखीघणालोकादिले न दाझे. १७

( પાંચો, ને બીજલ જાયછે. )

જીવ—હવે ઠીક થયું. આ પાડીનું પુંછડુંપકડીને ગાલ્યા જઇ શું, એટલે ઠેઠ સસરાને ઘેર જઇને ઉભા રહીશું અને વળી કહેશું કે, આ તમારી પાડી વગડામાં જતી રહેતી હતી,તે અમે હાંકી લાવ્યા; નહિતો તેને કોઈ લઇ જાત કે વાઘ મારી નાંખત.

રંગલો—(તેની ચાલ જોઇને) આંધળો તો આંધળો, પણ વળી લુલોય દેખાયછે.

જીવ—( પાડી ખાડમાં ઉતરતાં પોતે પછડાયા ) અરરર, કુલો ભાગી ગયો, હાય, હાય, હાય.

રંગલો—પડે લૂલો,ને ભાગે કુલો,પણ લીધી વાત ન મેલે લૂલો.

(પાડી જતી રહેછે)

જીવ—આજ કોઇ નઠારાનુ' માં જોયેલું, તેથી હેરાન થયા. પેલા મીઠાજીભાઇને શિષ્ય ભાવે રસ્તો પુછ્યો નહીં, તેથી જરા રાત પડી ગઈ, અને આટલી પીડા ભો-

ગવવી પડી. અરે ગોવાળ સાથે ગયા હોત તોપણ ઠીક હતું. હશે, હવે પાઘડી તો સવારે શોધી કહાડીશું, જે થયું તે ઠીકજ થયું, રાતની રાત અહીંજ સુઇ રહીશું. દહાડો ઉગશે એટલે તો આપણે સાતપાદશાહના પાદશાહ છૈએ. (ઊંઘી જાયછે અને નસકોરાં વગાડેછે.)

પડદો પડ્યો.

પાત્રોની ગોઠવણી થઇને પડદો પાછો ઉઘડે ત્યાં સુધી ગાનારા પેલું પદ ગાયછે. "મેલ મિથ્યા અભિમાન, મનવા મેલ મિથ્યાઅભિમાન." ઇત્યાદિ.



# अंक २ जो.

પાત્ર—૧ રંગલો—૨ રગનાથભટ - તે જીવરામભટનોસસરો.
૩ દેવબાઇ—તે સાસુ.
૪ સોમનાથ—સાળો. ઉમર વર્ષ ૧૭
૫ જમનાં—જીવરામભટની વહુ. ઉમર વર્ષ ૨૦ ની.
૬ ગંગા—જમનાની બેહનપણી.
૭ પાંચો—ભરવાડ.

સ્થળ.— રગનાથભટનું ઘર.

પડદો ઉઘડ્યો.

ત્યાં રગનાથભટ સકુટંબ બેઠા છે. વળગણીએ ટુંકા પનાનાં પોતીયાં, અને ધોતીયું સુકવેલું છે. તુળસી ક્યારો ને દર્ભની જુડી છે. (એકેકું ધોતીઉં બાપ દીકરે પહેરેલું, એકેકું અંગ વસ્ત્ર ઓઢેલું. ઉઘાડે માથે સોમનાથને વેદ ભણાવે છે. યજુર્વેદના, હાથે સ્વર લઇને)

રગના—ધીરાન્દુર્ગ્ધયઅ્યુષર્દદ્યયષર્દ્દ (ત્રણચાર વાર કહેવરાવે છે પણ આવડતું નથી.)
સોમના—ધારાન્ ઉઉ, ઉઉઉઉ, અ

રગના—સુરતરાખીને ભણ, કોઇ મુસલમાન રસ્તેજતો હશે, તેને કાને વેદનો શબ્દ પડશે તો, તે મંત્ર નિષ્ફળ થશે. (મશાલચીને) અલ્યા કાનમાં આંગળીઓ ઘાલજે, આ

વેદનો મંત્ર સાંભળીશ તો તું કાને બેરો થઇશ.

સોમના—બાપા. વાણીઆને, કણબીને, કે રજપુતને વેદ સંભળાવાય કે નહિ?

રગના—નહિ; એ લોકોને પુરાણોક્ત શ્લોકથી કર્મ કરાવવું, એમના આગળ વેદનો મંત્ર ભણાય નહિ.

દેવના—અમસ્તા મિથ્યાભિમાન કરેછે. મનમાની દક્ષણા મળે તો નવાબ સાહેબની આગળ પણ વેદ ભણે, અને હાઉક સાહેબને સોમયાગ[1] કરાવે એવા છે.

સોમના—બાપા, આ મંત્રમાં શો અર્થ હશે.

રગના—જા જા રાંડના, વળી વેદનો અર્થ થાય કે? વેદનો અર્થ પરમેશ્વર જાણે, કે બ્રહ્મા જાણતા હતા, બીજું કોઇ જગતમાં જાણતુંજ નથી.

બાલ—सर्ध्या सर्द. र्हाहर्नाहर्नम

સોમના—સધ્યા ઉંઉં. ઉંઉં, બાપા, આતો બહુ કઠણ છે, માટે આ પડતું મુકીને શાસ્ત્રી પાસે સંસ્કૃત વ્યાકરણ ભણવા જાઉં?

રગના—સંસ્કૃત વ્યાકરણ ભણીને આપણે શું કરવું છે?

સોમના—પુરાણ શાસ્ત્ર ભણીને કથા વાંચવા શીખીશ.

રગના—શાસ્ત્રીઓને અને પુરાણીઓને ખરા બ્રાહ્મણોની હારમાં કોણ ગણે છે? એનો શુદ્ર જેવા કહેવાય.

---

૧ પુનામાં દક્ષણીઓએ કરાવ્યો હતો.

સોમ—શાસ્ત્રી, પુરાણી, શુદ્ર જેવા ગણાય?

રગના—હા. વ્યાકરણ શાસ્ત્ર, ને પુરાણ તો વેરાગીએ ભણે પણ અન્ય વરણથી વેદ ભણાશે?

બ્રાહ્મણને તો વેદનોજ અધિકાર છે, પેસવાની સભામાં દક્ષણા વહેંચાતી તે વેદીઆને ઉત્તમ, શાસ્ત્રીને મધ્યમ, અને પુરાણીને કનિષ્ટ દક્ષણા અપાતી હતી.

સોમ—ત્યારે પુરાણની કથા આપણે સાંભળવી કે નહી?

રગના—અમારા ઘરડા હતા, તે પુરાણની કહાણીઓ વંચાતી હોય, ત્યાં થઈને જવું પડે તો કાનમાં આંગળીઓ ઘાલીને ચાલ્યા જતા હતા. પુરાણનાં ગપાંનો શબ્દ કાનમાં પડે તો બ્રાહ્મણનો કાન અપવિત્ર થાય, એતો સુદ્રોએ વાંચવાં, ને સાંભળવાં જોઇએ; સુત પુરાણી પણ શુદ્ર હતો.

હં, બોલ—સદ્યો સદ્ધં હાહનાહેનમ્

સોમ—સદ્યો. ઉંઉંઉં.

રગના—( સોમ-ને મારવા માંડે છે. સોમનાથ રોવા માંડે છે)

દેવબા—હાથનું લટકુ કરીને મારા છોકરાને મારશો નહિ. ભણતાં નહિ આવડે તો ચાલ્યું. બ્રાહ્મણનો દીકરો છે, તે ભીખ માગી ખાશે; ભુખે તો નહિ મરે!

રગના—હું જાણુંછું કે તું છોકરાને ભીખ માગતો કરવાની છે.

દેવબા—ત્યારે તમે ભણી ભણીને ક્યાંના કારભાર કર્યા?

સો સો જણાની આગળ કાલાવાલા કરીને દાન દક્ષણા માગી લાવોછો, તોપણ કાંઈ ઉંચું તો આવ્યું નહિ. પેલા શાસ્ત્રીનો છોકરો ને પુરાણીનો છોકરો અંગરેજી ભણીને સરકારની નોકરી કરેછે, તે મહીને પચાસ પચાસ રૂપૈઆનો પગાર લાવેછે. મારે તો છોકરાને તમારૂં ભણતર ભણાવવું નથી. કાલથી ઇસ્કોલમાં મુકવો છે.

રગના—મ્લેછની વિદ્યા ભણાવીને મારી સાત પેઢીનું નામ તું બોળવા બેઠી છે.

દેવમા—આ ભણવું તે રળી ખાવા સારૂં કે બીજુ કાંઈ? ત્યારે જેમાંથી બે રૂપૈઆ સુખેથી મળે તે ભણતર ખરૂં બીજું ભણતર શા કામનું!

---

## પ્રવેશ નવો.

રંગલો—(આવીને આડું અવળું ચારે તરફ જોઇને) આટલામાં બ્રાહ્મણોનો વાસ ક્યાં હશે? અરે જીવ. આ તુળસી કયારો તો દેખાય છે. અને વેગળી શિવની દેરી પણ છે.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

क्यारोतो तुलसीतणो तगतगे, टुंके पने पोतियां,
नेवेतो लटके वळी वलगणी, धोई धर्यां धोतियां;

दीसे दर्भ जुडी, रूडी शिवतणी, देरी पण पासछे,
ए अंधाणथकी ज जाण उरमां, विप्रोतणो वासछे. १८

અરે રંગનાથ ભટનું ઘર આ કે?

રંગના—(ઉભા થઇને હાથ લાંબે કરીને) આવો નાટક નટજી.

રંગલો—(લાંબે હાથે મળીને)—આવો લાડુ ભટજી.

રંગના—કેમછે લાયક લડવા?

રંગલો—ઠીકછે કાકા કહવા.

રંગના—ક્યાંથી આવ્યા તમે?

રંગલો—તમે ત્યાંથી અમે. (લાંબો હોઠ કરીને)

રંગના—છે સઉ સાજુ તાજું?

રંગલો—પંડ સાજે સઉ સાજું.

રંગના—કહોને વાત વિસ્તારી.

રંગલો—બાંધી મુંઠી સારી (મુઠી બતાવેછે).

રંગના—કેટલાં છૈયાં છોરૂં?

રંગલો—પાછળ કોરૂં મોરૂં. (પોતાની હથેલીમાં હાથેળી ફેરવેછે).

રંગના—કાંઈ સંદેશો સારો?

રંગલો—આવે જમાઈ તમારો.

રંગના—કેમ આવેછે ચાલી?

રંગલો—પાડીનું પુંછ ઝાલી.

રંગના—શા કામે આ વાટે?

રંગલો—વહુને તેડવા માટે.

રગના—આવશે આજની રાતે?
રંગલો—રાતે કે પરભાતે.
રગના—તમે આવ્યા શું રળવા?
રંગલો—આવ્યા તમને મળવા.
રગના—તમ આવે અમ રાજી.
રંગલો—અમે પ્રસન્ન થયાજી.
રગના—તમે વૃહસ્પતિ દેવા.
રંગલો—તમે ભેંશપતિ જેવા.
સોમના—(ઉભો થઇને) અલ્યા ભેંસપતિ કોને કહેવાય?
રંગલો—ભેંશનો પતિ પાડો. "હોય શરીરે જાડો, તે ભંગરી ભેંશનો લાડો" તેને ભેંશપતિ જેવો કહેવાય.
રગના—નહિ નહિ મૂર્ખા. મહાપંડિત હોય તેને વૃહસ્પતિ જેવો વિદ્વાન કહેવાય.
રંગલો—મેં પણ તમને ભેંશપતિ જેવા વિદ્યમાન કહ્યા કે નહિ!
રગના—(પોતાની સ્ત્રીને) અલી સાંભળે છે કે?
દેવબા—શું કહોછો સોમનાથના બાપા?
રગના—આ જીવરામભટનો સંદેશો આવ્યો છે, તે જમનાને તેડવાસારૂ એક બે દહાડામાં આવનાર છે. માટે લુગડાનાં ચીંથરાં કરવાં હોય તે કરી રાખજો.
દેવબાઈ—સાલ્લા, ઘાઘરા, અને કાંચળીઓ તો મેં તૈયાર કરી રાખી છે. પણ એક મૂપેલ પડાવવું છે, અને કાજળ પાડવું છે.

રંગલો—આથી વળી વધારે કાજળ જમનાંના કપાળમાં કેટલું ચોપડવું છે? કહ્યું છે કે.

वंशस्थ वृत्त.

याभिमानी नरजेहनेमळयो,ते मानवीनोअवतारतोवळयो;
करेकव्यापो बहु सर्व काळमां,तेने सदाकाजळछेकपाळमां. १०

[२]રગનાથ—(સ્ત્રીને) અલી, સાંભળે છે કે?

દેવબાઇ—શું કહોછો!

રગનાથ—રામનાથ મહાદેવમાં પેલા ચિદાનંદ સ્વામી રહેતા હતા તેમણે કાલે કૈલાશવાસ કર્યો. એવા સ્વામી બીજા મારા જોવામાં આવ્યા નથી; એતો મહા જોગી રાજ હતા.

દેવબાઇ—કાશીમાં એમના જેવા હશે?

રગના—અરે કાશીમાં પણ એવા નહિ હોય.

દેવબા—ત્યારે કૈલાશમાં તો હશેજ.

રગના—હુંતો જાણુછું કે કૈલાશમાં પણ એવા તો સ્વામી નહીંજ હોય.

રંગલો—જમરાજાના શેહેરમાં હશેજ.

દેવબા—એ સ્વામીને કોણ લઇ ગયું હશે? અને તે ક્યાં ગયા હશે?

---

૨ હાસ્યરસની પુષ્ટિ વાસ્તે રંગલો બોલ બોલ કરે, માટે તેને હમેશાં ઉત્તર આપવાની જરૂર નથી. વળી તેણે અણગમતું કહ્યું, તેથી રગનાથભટે આડી વાત ચલાવી.

રગના—એમને તો સાક્ષાત પ્રભુના પાર્ષદ આવીને કૈલાશમાં લઇ ગયા હશે.

રંગલો—કોણજાણે પાર્ષદ લઇ ગયા હશે, કે વગડાનાં શીયાળિયાં ખાઈ ગયાં હશે.

# પ્રવેશ ૨ જો.

પડદા પાછળથી—એ કમાડ ઉઘેડો.

(ઉભા રાખેલો પડદો, તેના લાકડાને પાછળથી કોઇ ઠોકે છે.)

દેવબા—એ ખડકીનાં બારણાં કોણ ઠોકે છે?

રગના—ગોવાળ વાજુ લેવા આવ્યો હશે.

દેવબા—(બારણાં ઉઘાડવા જતી હોય તેમ પડદા પાસે જઇ જુએછે, ત્યાં પડદામાંથી પાંચોરાયકો નીકળી આવેછે)

પાંચો—વાજુ લાવો વાજુ.

દેવબા—હમણાં ઉભો રહે આપુંછું.

પાંચો—(હાથમાં લાકડીનુ ટેકણ દઇને પગની આંટી ભરાવીને ઉભો રહીને) રગનાથભટ.

રગનાથ—કેમ છે રાયકા?

પાંચો—ઓલ્યા બાવાનેતમે કાલે દાટી આબ્યાતા, તેને આજ વગડાનો જરખ ખોદીને લઇ જતોતો.

રગના—બોલમાં બોલમાં મૂર્ખા. જરખ શું લઇજાય, એમને તો એતો પ્રભુના પાર્ષદ લઇ ગયા.

પાંચો—અરે શું પારેહદ લઈ જાય? મેં નજરો નજર દીઠો. જ-
રખ વગડામાં લઈ જતોતો.

રગના—હોય નહિ હોય નહિ. જરખ શું લઈ જાય? એતો પર-
મેશ્વરના પાર્ષદ લઈ ગયા.

પાંચો—મારા દીચરાના હમ. મેં બીજાલને દેખાડ્યો. અને કીધું
કે—ઓયા આપણા ગામના બામણોના ગરૂને ઓ-
લ્યો જરખ લઈ જાયસે.

રગના—અરે જુઠી વાત. એવા મહાજોગીને જરખ શું લઈ
જાય? એતો પાર્ષદ લઈ ગયા.

પાંચો—તારે તમારા લોકો એને પારેહદ કેતા હશે, પણ અમે
તો એને જરખ કહ્યે સૈએ.

રગના—(પોતાની સ્ત્રીને) હવે એને આપવું હોય તે આપી-
ને અહીંથી ઝટ કાઢ.

દેવબાઈ—લે અલ્યા. લે આ રોટલો.

પાંચો—તે રોટલો શા વાસ્તે આપોસો?

દેવબાઈ—ત્યારે શું આપે? વરસુંદ લેવો, અને વળી રોજ વાજુ
લેવા આવવું.

પાંચો—એ વરહાં ચ્યાં વરહુંદ તમે ચ્યાણે દીધીસે?

આજ જમાઈ આવ્યાસે તે તમે લાપશી કરી હશે. તે
તમારાં સોકરાં લાપશી ખાય, અને મારાં સોકરાં ટાઢો રોટલો
ખાય કે? "એવો ચ્યાં ગોકલીઓ ગાંડો સે, જે દીવાળીને દાડે
ઘેંહ શીરાવે" હું ચ્યાંણે રોજ રોજ લાપશી માગુંસું?

દેવબા—જમાઈ ક્યાં આવ્યા છે? જમાઈ આવે તે દહાડે બા-
બશી લેવા આવજે જા.
પાંચો—વળી નથી આવ્યા શે? જમાઈ આવ્યાજ સેતો.
દેવબા—તારા સમ. નથી આવ્યા, આવ્યા હોય તો હું ના કહું!
પાંચો—ગામના પાધર હુધી અમે ભેગા ભેગા આવ્યા સૈએ.
પાડીનુ પુંછડું ઝાલીને જમાઈ આવતાતા.
દેવબાઈ—એતો રાતે માઠું દેખે છે. માટે તું એને આપણા
ઘર સુધી પહોચાડીએ નહિ?
પાંચો—એ અમે પુગાડવાનુ કીધું કિધું. પણ એતો બહુ મીજા-
જીસે. ઉલટી રીહ સડાવા માંડી. પસે પાડીનુ પુંસડું
ઝાલીને આવતા.
દેવબા—પાડી તો ક્યારની ઘેર આવી છે. પણ જમાઈ તો આ-
વ્યા નથી.
પાંચો—તાણે રોટલો તો રોટલો દ્યો. લાવો હું મારે જાઉં.
દેવબા—લે આ રોટલો.
પાંચો—( કાંબળાના છેડામાં લઈને જાયછે. )
દેવબા—અરે સોમનાથ. તું, નં તારો બાપો જાઓ, અને જુઓ.
તે મિથ્યાભિમાની રાત વળાનો ક્યાંઈ ફાંફાં મારતો હોય
તો ઘેર લઈ આવો.
સોમનાથ—ચાલો બાપા, આપણે જઈએ. રાત અજવાળી છે.
રગના—હુંતો કાંઈ આવતો નથી. તેને ગરજ હશે તો બણોય ફાં
ફાં મારતો આવશે.

દેવબા—અરે, જાઓ જાઓ, ક્યાંઈ વગડામાં પડ્યો રહે, ને જનાવર મારી નાંખે, તો ન્હાનપણમાંથી આ આપણી જમનાંનો ભવ બગડે.

રંગલો—જમનાનો ભવ બગડી ચુક્યો છે, હવે શો બાકી છે?

રગના—ચાલ, ત્યારે પાદર સુધી જોઈ આવીએ. (તે બંને જણા જાયછે).

---

## પ્રવેશ ૩ જો.

ગંગા આવે છે.

દેવબાઈ—અરે જમનાં તારી બહેનપણી ગંગા આવી.

જમના—આવ. બહેન ગંગા, કેમ તું હમણાં જણાતી નથી!

ગંગા—મારે પણ સાસરેથી આણુ આવવાનુ છે, માટે તૈયારી કરવામાં રોકાઈ રહું છું. તેથી તારી પાસે અવાતું નથી. (જમનાની જોડે બેસે છે, અને ભરત ભરે છે).

દેવબા—ગંગા તમે બંને જણીઓ અહીં બેસજો, હું રસોડામાં જઇને રાંધવા માંડું, હમણાં જીવરામભટ આવશે.

ગંગા—સારૂ, બેઠાં છેએ. (દેવબાઈ જાય છે.)

જમના—ગંગા, તું શેનું ભરત ભરે છે?

ગંગા—આતો મારે સાસરે લઈ જવા સારૂ સતરંજની બાજી

ભરૂં ધું.

જમનાં—(ઉંડો નિશાસો મુકીને ) અરે પરમેશ્વર.

ગંગા—શા વાસ્તે નીશાસો મુકે છે?

જમનાં—એમજ તો.

ગંગા—કહે તો ખરી?

જમનાં—શું કહું મારૂં કપાળ?

રંગલો— दोहरो.

अंतरनुं दुख अवरने, कहेतां कहि न शकाय;
मुके निसासा मुखथकी, रोतां रजनी जाय. २०

ગંગા—મારા સમ, કહે તો ખરી, શું કાંઈ તારે સાસરામાં દુઃખ છે?

જમનાં—( ડુસકાં ભરતી ) બાઈ, મારૂં દુખ મારૂં મન જાણે છે. કોઇની આગળ કહેવામાં માલ નથી.

ગંગા—પોતાના અંતરનું હોય તેની આગળ તો કહીએ. કહ્યા વિના કોઈ શું જાણે?

જમનાં—કહીને હવે શું કરવું? એનો કાંઈ ઉપાય નથી. પાણી પીને ઘર શું પુછવું?

ગંગા—તારે શું દુખ છે? કહે તો હું જાણું તો ખરી.

જમનાં—બાઈ, બાપે ઉંચું કુળ જોઇને નાત જાતમાં આબરૂ મેળવવાનો પોતાનો સ્વાર્થ તાક્યો છે. મારા સુખ દુખ ઉપર કશો વિચારજ કર્યો નથી.

शार्दूलविक्रीडित वृत्त.

कन्या विक्रय जे करे धन लई, धिक्कार तेने धरो,
कीर्तीना करतां लोभथी कुळ जुए, ते पापि पुरो खरो;
कीर्ती, द्रव्यतणो, कशो जगतमां, जे स्वार्थ साधे नहीं,
कंन्याना सुखना विचार करशे, ते पुण्यशाळी सही. २१

दोहरा.

सद्विद्या सद्गुण, सधन, सदाचरण, सुविचार;
उत्तम कुळ तो एजछे, जे घर सुखी नर नार. २२
कुसंप नें कंजुसपणुं, माननीने नहि मान;
एज अधमथी अधम कुळ, निर्धन निर्विद्वान. २३

ગંગા—શું તારો ધણી નમાલો છે?

જમનાં—ના, ના, એમ તો કાંઈ નહિ. પણ દહાડો આથમ્યો કે આંખે ધબ. કશું દેખે નહિ. દહાડે તો આપણે મલાજામાં રેહેવું પડે, અને રાતે તો તે કશું દેખેજ નહિ. આપણે ગમે તેવાં ઘરાણાં કે ભરત ભરેલાં લુગડાં પહેર્યાં હોય પણ તે શું જાણવાનાં?

ગંગા—હોય, નશીબની વાત, એમાં શું? જેમ તેમ મન વાળવું. શું કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલી લવાશે?

રંગલો — उपजाति वृत्त.

न शोभते पांवरि पामराणां, मणिर्यथा मर्कट कंठ लग्न;
अंध:पति प्राप्त विलासिनीनां,कटाक्षबाणां विफळा भवंति. २४

અર્થ. જેમ ભીખારીને પામરી શોભે નહિ, માંકડાની કોટે મણિ શોભે નહિ, તેમ આંધળો ધણી પામેલી સુંદરીના નેણના બાળા નિષ્ફળ જાય, માટે તે શોભે નહિ.

જમનાં—અરે, રાતે દેખતો નથી, એની તો મને ઝાઝી બળતરા નથી, પણ ખોટી પતરાજી રાખે છે, તે જોઇને મને ઘણી બળતરા થાયછે.

રંગલો— दोहरो.

मिथ्या अभिमानी मनुष, ठाली करे ठगाइ;
तेथी तेनी थायछे, भुंगळ विना भवाइ. २५

ગંગા—ખોટી પતરાજી શી રીતે રાખેછે?

જમનાં—દહાડા છતાં વાળુ કરીને, બારણાં બંધ કરીને ઘરમાં પેશી જાયછે. કોઈ આવે તો તેને કહેવરાવે છે કે—હું તો રાતે અનુષ્ઠાન કરૂં છું, માટે કોઇને મળતો નથી.

ગંગા—એમ કરીને પોતાની ખોડ છાની રાખે છે!

જમનાં—છાની તો ધૂળે રહેતી નથી. જેમ જેમ છાની રાખવાની તદબીર કરેછે, તેમ તેમ લોકોને હસવાનું થાય

છે અને તે વાત વધારે અરચાય છે.

રંગલો— पादाकुळ छंद.

जेमां गुण के अवगुण एक्के, छानू कदी रहे नहि छक्के,
छोने छळथी छानु राखे, दुनिया देखे तेनुं दाखे. २६

ગંગા—હશે, તેમાં તારે શું?

જમનાં—તે ખોટી પતરાજી કરેછે, તેથી લોકો મારા આગળ કહી કહીને મને દાઝે બાળે છે.

ગંગા—તેને મોઢે કોઈ કહેતું નથી?

જમનાં—ઘણાએ કહે છે. અને રતાંધળો કહીને ન્હાનાં છોકરાં પણ ખીજવે છે. પછી ઇંટો લઇને છોકરાને મારવા દોડે છે.

ગંગા—ત્યારે તું શિખામણ દઇએ નહિ? કે જેમ જેમ ખીજવાશો તેમ તેમ લોકો વધારે ખીજવશે.

જમનાં—અરે બાઈ, મારી શિખામણ તે માને?

રંગલો— उपजाति वृत्त.

कही सुणावो शुभ केण काने, मिथ्याभिमानी मुरखो न माने;
खरुं कहेतां उलटोज खीजे,कुपात्रने बोध कदि न कीजे.२७

ગંગા—એમ તો મારો ધણી સારો છે. આપણે કાંઈ સારી સલાહ આપીએ, તો માને છે, અને જ્યારે મારા ઉપર બહુ ખુશી થયા, ત્યારે હરખથી એક સોનાનો હાર ઘ-

ડાવીને મારે વાસ્તે લાવ્યા.

જમનાં—મારા ધણી પાસે તો હું કશું માગું તો કહે છે કે ચૂલામાંની રાખ લે.

ગંગા—મારો ધણી તો મને કહે છે કે-હું તને કોઈ કોઈ વખતે થોડી થોડી રકમ આપું, તે તું સાચવીને રાખજે, કેમકે ખરી વખતે કામમાં આવે.

પછી ઘણીક વાર રૂપૈયો, બે રૂપૈયા આપીને કહેશે કે લે આ રાખ્ય, લે આ રાખ્ય.

જમનાં— वंसततिलका वृत्त.

ले राख्य राख्य तुज वल्लभ वाणि दाखे,
ले राख राख मुजने भरथार भाखे;
सोंपे तने हरखथी शुभहार स्वामी,
हुं तो हवे मुजपती थकि हार्य पामी. २८

(એમ કહીને કપાળ કુટે છે.)

પડદો પડ્યો.

---

ગાનારા ગાય છે—મેલ મિથ્યાઅભિમાન ઇત્યાદિ.

# अंक ३ जो.

पात्र. ૧ રગનાથભટ, ૨ સોમનાથ. ૩ રંગલો, ૪ જીવરામભટ.

**સ્થળ ગામનું પાદર.**

પડદો ઉઘડ્યો—

ત્યાં ત્રણજણા ઉભા છે, અને જીવરામભટ એક કોરાણે ખાડમાં સુતેલો છે.

સોમના—બાપા, અજવાળી રાત કેવી સારી શોભે છે ! અને આ ગામનું પાદર પણ રળીઆમણું દેખાયછે.

રગના—અજવાળી રાતે રોજ અહીં આવતા હઇએ તો સારૂં.

સોમના—જીવરામભટને ગામથી આવવાનો રસ્તો તો આછે, પણ જીવરામભટ તો ક્યાંઈ જણાતા નથી.

રગના—જો, આટલામાં ક્યાંઈ હશે.

સોમના—અરે, આટલામાં તો ક્યાંઇએ નથી. એ તો રતાંધળો ક્યાંઈ ચડી ગયો હશે.

રગના—એક બે ઘાંટા કાઢીને બોલાવ જોઇએ, આટલામાં હશે તો બોલશે.

સોમનાથ—એ!!! જીવરામભટ. જીવરામભટ.

બાપા અહીં તો કોઈ બોલતું નથી.

રંગલો—ઘાંટો ક્યાં કાઢી શકે છે? એમ બોલાવાય કે આમ બોલાવાય? હે!!!જીવરામભટ, જીવરામભટ, જીવરામભટ હે!!!ઉ, એમ બોલાવાય.

રગના—રસ્તાની આજુ બાજુએ જો. ક્યાંઈ ઉંઘી ગયો હશે.

સોમના—ખાડને કાંઠે કાંઈક લુગડા જેવું જણાય છે. વળી સુ-
વાવડીના ગાભા જેવું કાંઈક છે.

રગનાથભટ—જા. જઇને જો. રતાંધળો છે માટે ખાડમાં પડી
ગયો ન હોય.

જીવરા—(સુતો સુતો બબડે છે) જો રાંડનો, મારો સસરો થઇને
મને રતાંધળો કહે છે, તો પછી બીજા લોકો કહેજ તો!

સોમના—બાપા, આ પાઘડી તો જીવરામભટની છે ખરી. આ-
વું નવઘરૂ બીજા કેનું હોય? અને ખાડમાં કોઈ માણસ
સુતું હોય એવું જણાય છે.

રગના—બૂમ પાડીને બોલાવી જો, તે હશે તો બોલશે.

સોમના—(ઘાંટો કાઢીને) જીવરામભટ. જીવરાંમભટ. બાપા,
આ તો કોઈ બોલતું નથી.

રંગલો— માલિની વૃત્ત.

अण समजु जनोना संशयो सद्य छूटे,
पण समजु जनोना संशयो तो न खुटे;
सरल-मन जनोनो भागतां उंघ भागे,
कुटिल जन कदापी जागता ते न जागे. २९

રગના—ઉંઘી ગયો હશે. તું જઇને જગાડ.

રંગલો—ટાંટીઆ ઝાલીને ખેંચ, એટલે જાગશે.

સોમનાથ—બાપા, કદાપિ ભૂત હોય તો. મને તો બીક લાગે.

રંગલો—મારને એક પથરો.

સોમના—બાપા. કહો તો એક પથરો મારૂં, એટલે જાગશે.

રગના—વળી તેનુ માથું ફુટે તો, પાટો આપણે બાંધવો પડે.

दोहरो.

कदि तेने हाणिये नहीं, जो रीस बहु चडि जाय;
मारीने रोवु पडे, पस्तावो पछि थाय. २०

માટે આ ખાડને કાંઠે હું ઉભો છું, અને તું ખાડમાં જઇને એને જગાડ. એટલે તને બીક નહિ લાગે.

રંગલો—તને નહિ આવડે. જો હું જગાડું. (તેનો ટાંટીઓ ઝાલીને ખુબ ઘસરડે છે અને બોલે છે કે) ઓ જીવરામભટ, ઓ જીવરામભટ.

જીવ—અરે કોણછે? કોણછે!

સોમના—અલ્યા, અલ્યા એમ શું કરેછે? (મારવા જાયછે)

રંગલો—જો જો ગણનો ભાઈ હોય. જાગતો નહોતો, તેને મેં જગાડી આપ્યો. ત્યારે ઉલટો મને મારવા આવે છે. તારો વાંક નથી ભાઈ. આ વખતજ એવો છે કે જેનું ભલું કરીએ, તે બુરૂં માને.

शार्दूल विक्रीडित वृत्त.

वाणी नम्रपणे घणेज वदिये, तो तुच्छ ते तो गणे;
क्षांती राखि कुवाक्य लूक्ष खमिये, तो लात हाथे हणे;

केवो छे विपरीत काळ कळिनो, शुं हुं वखाणुं वधू;
सारूं कोइ तणुं कदापि करिये, वूरूं गणे ते बधुं. २ १

સોમના—ઉઠો ઉઠો, અહીં ખાડમાં કેમ સુઈ રહ્યા છો?

જીવરા—સાસરીઆમાં જવું, તે કોઈ તેડવા બોલાવા આવે અને માનપાન દેખીએ તો જઇએ, નહિંતો ગામને પાદર સુઈ રહીએ.

સોમના—ચાલો હવે અમે બે જણા તેડવા આવ્યા છીએ. પેલો ગોવાળ કહેતો હતો કે પાડીનુ પુંછડું પકડીને જીવરામભટ આવે છે.

જીવ—અમારે તમારે ઘેર આવવું નથી, જો આવવું હોય તો તે પાડી સાથે આવીએ નહીં?

સોમના—શા વાસ્તે અમારે ઘેર આવવું નથી? તમને કોઇએ કાળું ગોરૂં કશું કહ્યું છે?

જીવ—તમારી માએ એક દહાડે મને રતાંધળો કહ્યો હતો, માટે તમારે ઘેર અમારે આવવું નથી. એટલા સારૂ અહીં સુતા છીએ.

સોમના—વારૂ, અમારે ઘેર ન આવવું હોય તો ગામમાં આવીને કોઇને ઘેર રાત રેહેવું હતું.

જીવ—અમે સમ ખાધા છે, કે અમારે તમારા ગામનું પાણી પીવું નહિ. આ તો તેડવા આવ્યા વિના છુટકો નહિ, માટે આવ્યા છીએ. તે અહિં ગામને પાદર રાત રહીને સવારે તમારે ઘેર આવીને અમારા માણસને લઇને

આલ્યા જઈશું.

સોમના—તો ગામને પાદર ક્યાંઈ સારી જગા જોઇને સુવું હતું, પણ આ ખરાબ ખાડમાં આવીને કેમ સુતા છો?

રંગલો—ખાડમાં ગામના લોકો દીશાએ જાયછે, એવી સારી જગા બીજે ક્યાં મળે?

જીવ—બીજે ક્યાંઈ સુતા હઈએ, અને વળી કોઈ દેખે તો તાણ કરીને તેને ઘેર તેડી જાય, માટે આ ખાડમાં કોઈ દેખે નહિ એમ સુતા છૈએ.

રગના—ચાલો, ચાલો, હવે તમને કોઈ રતાંધળા કહેશે નહિં

જીવ—અમારે તો તમારે ઘેર આવવું નથી, તમે બોલો તો તમને તમારી જનોઈના સમ. અને હું તમારે ઘેર આવું તો મને મારી જનોઈના સમ.

રંગલો—આ બ્રાહ્મણની કોટમાં જનોઈ નહોત તો બીચારો શેના સમ ખાત?

સોમના—ઉઠો ઉઠો, બોલો તો તમને બ્રાહ્મણના સમ.

જીવરા—મને આ ગામમાં રહેતા હોય એટલા બધા બ્રાહ્મણોના સમ, જો હું તમારે ઘેર કદી આવું તો. અને તમે દીકરાના સમ ખાશો નહિ.

રંગલો—એવો કોણ ગાંડો હોય કે છતે બ્રાહ્મણે દીકરાના સમ ખાય?

રગના—(હાથ ઝાલીને) ઉઠો ઉઠો મારા સમ.

જીવ—તમારા સમ જો હું આવવા તો. મારે તમારા ઘરનું પા-

ણી †અગ્રાજ્ય છે.

રગના—પણ તમારી સાસુએ તમને ક્યારે રતાંધળા કહ્યા?

જીવ—તમારી પાડોશણની આગળ એક દહાડે છાનાંમાનાં કહેતાં હતાં, તે મેં કાન ધરીને સાંભળ્યું હતું. રતાંધળા હઇએ ને કહેતો દુઃખ લાગે નહિ; પણ અમે કાંઇ રતાંધળા નથી.

રંગલો—અરે મેં પણ એક દહાડે સાંભળ્યું હતું.

રગના—તમે જેવા છો, તેવા બધું જગત જાણે છે. કાંઇ છાનુ રહે નહિ. તમને રતાંધળા કહે તે ઝખ મારેછે. ચાલો હું તમારી સાસુને ઠપકો દઇશ. હવે પછી તમને કોઇ દહાડે એવું કહેશે નહિ.

જીવ—આ ભવમાં તો હવે તમારે ઘેર અમારે પાણીએ પીવું નથી. કેમકે અમે આકરા સમ ખાધા છે.

રગના—એમ તે થાય? કાંઇ આપણે એક બીજાથી છુટવાના નથી. સાંકડી સગાઇ ઠરી. કણકમાં પાણી ભળ્યું તે ભળ્યું તે કરતાં ચાલો તમને પાંચ રૂપૈઆની પાઘડી બંધાવીશું.

સોમના—તમને પગે લાગીને કહુંછું કે ઘેર ચાલો.

જીવ—ઘેર આવ્યાનું તો તમારે અમને કહેવુંજ નહિ.

સોમના—આ મારી પાઘડી તમારે ખોળેછે. હું પાઘડી ઉતારીને તમને પગે લાગુંછું, તમે અમારા પૂજનિક છો.

જીવ—નહિ નહિ, પાઘડી ઉતારશો નહિ. આ આભને જમીન એક થાય તોપણ અમારે તમારે ઘેર આવવું નથી.

---

†અગ્રાહ્ય=નલેવા જોગ.

રંગલો—અત્યારે તો આભ ને જમીન એકજ છેતો, જુદાં કોણ દેખે છે?

રંગના—આ જનોઈ કાઢીને તમારી આગળ મુકુંછું; તમે પહેરાવો તો પહેરીશ નહિ તો અહિંથી પરભાર્યા સન્યાસીના મઠમાં જઈને સન્યાસી થઈ જઈશ. પણ હું તમને તેડ્યાવિના ઘેર જનાર નથી.

સોમના—હવે તો પૃથ્વીનો છેડો આવી રહ્યો. જીવરામભટ, હવે તો માનવું જોઈએ.

જીવ—ફકત પાંચ રૂપૈઆની પાઘડી સારૂં અમે મનાઈએ કે?

રંગલો—પાંચ રૂપૈઆ સારૂ બ્રાહ્મણના સમ ભાગે કે? વધારે આપે તો અત્યારે ભાગે.

સોમ—અરે બે રૂપૈઆ વધારે આપીશું. ચાલો તો ખરા.

જીવ—વીશ રૂપૈઆમાં એક બદામ ઓછી લેવાનો નથી.

રંગલો—જાઓ જાઓ, એક બાંડું ગધાડું દોરીને આપશે.

રંગના—વીશ રૂપૈઆની તો અમારી ત્રેવડ નથી.

પણ સોમનાથ, એકાંતે આવ, આપણે વિચાર કરીએ (એકાંતે જઈને) પાઘડીનું તો એને બહાનું છે. પણ રાતવેળાએ તે દેખતો નથી માટે તું એનાં લુગડાં એકઠાં કરી આપ, પાઘડી, લાકડી ક્યાં પડી હશે, તે દેખતો નથી, માટે તેની પાઘડી લઈને તું એને માથે મુક. અને પછી હાથ ઝાલીને ઉભો કર, એટલે મોઢે તો ના, ના, કહેશે, પણ આવશે ખરો.

સોમના—ઠીક છે, એમ કરીશ. (પાસે જાય છે)

રંગના—સોમનાથ, તું જીવરામભટનાં લુંગડાં, દોરી, તુંબડી, બધું તપાશી લે.

સોમનાથ—તપાસી લીધાં. જીવરામભટ, ચાલો ચાલો જેમ તમે રાજી થશો તેમ કરીશું.લો, આ તમારી પાઘડી પહેરો.

જીવ—(પાઘડી ફેંકી દેછે) ના, ના, અમારે આવવું નથી.

સોમના—(ફરી ફરીને પાઘડી પહેરાવે છે) બોલો તો મારા સમ, બ્રાહ્મણના સમ, બ્રહ્મહત્યા, ગૌહત્યા.

જીવ—(સોમનાથનો હાથ ઝાલીને ઠેબાં ખાતો ચાલે છે.)

રંગલો—વાહ વાહ! છેલ બટુકની ચાલ જો જો. આ ગામની બાયડીઓ જોશે તો મોહિત થઈ જશે.

(જીવરામભટને બમેથી ધોતીયું પડી જાયછે. ને સોમનાથનો હાથ તેના હાથમાંથી છુટી જાયછે, સોમનાથ આગળ જઈને ઉભા રહે છે. જીવરામભટ હેઠો બેશીને ફાંફાં મારે છે પણ ધોતીયું જડતું નથી. એટલે ત્યાંજ હેઠો બેસેછે.)

સોમના—વળી કેમ હેઠા બેઠા? ચાલોને.

જીવ—તમારે ઘેર આવતાં મારૂં મન વધતું નથી. અમે તો આજની રાત અહીંજ બેશી રહીશું. કહ્યું છે કે.

### शार्दूलविक्रीडित वृत्त.

जेना नेत्र विषे सनेह न मळे, हैडुं न हर्षे मळी,
मोढे मिष्ट वदी वखाण करिने, पुंठे वखोडे वळी;
दुखः दाझ दिसे नहींज दिलमां, देखी वडाई बळे,

तेने घेर जवुं जरूर न घटे, जो मिष्ट मेवा मळे. ३२

સોમનાથ—ચાલો ચાલો, તમારૂં ધોતીયું તો ભાઇથી લો.

જીવ—રસ્તા વચ્ચે અપવિત્ર જગ્યામાં પડ્યું. તે ધોતીયું હવે અમારા કામમાં આવશે નહિ, માટે અમે લેતા નથી, (એમ કહીને, બીજી તરફ હાથે અનાદર કરે છે)

રંગલો—હવે તે ધોતીઉં કામમાં આવે નહિ.

उपजाति वृत्त.

अशक्यतार्थी नहि हाथ आवे,
तो दोष तेमां ठग ते ठरावे;
थाके कदी जो करि कूदकारो;
कहे, नथी ते फळ स्वाद सारो. ३३

રંગનાથ—(ધોતીયું લઇને જીવ—ને ખભે મુકે છે) લોલો આ તમારૂં ધોતીયું.

જીવ—(વારે વારે ફેંકી દેછે) નહિ નહિ, હવે એ ધોતીયું અમે કદી પહેરવાના નહિ.

સોમના—લાવો બાપા, મારે ખભે નાખું. (લેછે) જીવરામભટ ચાલો. (હાથ ઝાલેછે)

જીવ—તમારી મા અહીં સુધી સામાં તેડવા આવશે, તોજ અમે તમારે ઘેર આવીશું.

રંગલો—ખરી વાત છે. કહ્યું છે કે—

उपजातिवृत्त.

नहीं स्वपत्नी प्रिय सासरामां,
के सर्व जेने न गणे कशामां;
सासूथि सन्मान नहीं थवानुं,
धिक्कार ते सासरिये जवानुं. ३९

ગના—રાત વેળાની એતે અહીં ક્યાં આવે? (હાથ ઝાલીને) ચાલો ચાલો.

જીવ—(ચાલે છે.)

સોમ—જીવરામભટ, હમણાં તમે તમારે ઘેર શો ધંધો કરોછો?

રંગલો—ગધાડાં ચરાવાનો.

જીવ—હાલ અમે લખાણું લખીએ છીએ. તે દહાડાના બસેં શ્લોક અને રાતના ત્રણસેં શ્લોક લખી કાઢીએ છીએ. અમારા જેવા અક્ષર આખા શેહેરમાં બીજા કોઇના નથી. પાંચ રૂપૈયાના એક હજાર શ્લોક લખી આપીએ છીએ.

રંગલો—રતાંધળો!!! (કહીને નાશી જાય છે)

જીવ—(છાતી કુટેછે) હાય, હાય. (હેઠો બેસેછે.) જાઓ હું તો તમારે ઘેર નહિ આવું.

રંગલો— दोहरो.

मानीने अपमानथी, चडे कारमो काळ;

जो नव चाले जोर तो, कूटे आप कपाळ. ३ ९

રગના—ગામના લોકો કહે, તેમાં અમે શું કરીએ? અમે કાંઈ ગામને મોટે ગરણું બંધાય? લોકો તો દેખે તેવું કહે. અમારા ઘરનાંએ કોઇએ કહ્યું હોય તો અમારો વાંક.

સોમ—ચાલો માબાપ, ચાલો. અમે તો તમારી ખુશામદ કરીને થાક્યા હવે.

જીવ—તમારા ગામના દરબારને કહીને એવો બંદોબસ્ત કરાવો, કે ગામમાં અમને કોઈ રતાંધળા કહે નહિ; તોજ અમે તમારે ઘેર આવીશું, નહિ તો નહિ આવીએ.

રગના—સોમનાથ. તું જઇને *ઠાકોરને કહે કે, ગામમાં બંદોબસ્ત કરે કે જીવરામભટને આપણા ગામમાં કોઈ રતાંધળા કેહે નહિ.

સોમના—હું જાઉછું. (જાય છે.)

રંગલો—આવો દરીદ્રી ભીખારી, અને મીજાજી છે, તેની આટલી બધી ખુશામદ શી કરવી? અમે પણ અમારે સાસરે તો જઇએ છૈએ, ત્યાં આટલી બધી અમારી ખુશામદ કોઈ કરતું નથી.

રગના—તું શું સમજે ? તે આવા દરીદ્રી, મીજાજી છે. પણ કુળવાન છે. માટે કાલ અમારી દીકરી ઉપર સોક્ય લાવે,

---

* જે ગાંમમાં આ નાટક થતું હોય, ત્યાંના ઠાકોરનું કે દીવાનનું નામ લેવું.

એટલા સારૂ આટલી ખુશામદ કરવી પડે છે. નહિ તો તેનું મોઢુએ જોઇએ નહિ, એટલી મનમાં તો રીસ ચડે છે.

દીકરીને ખાવા ધાન, અને પહેરવા લુગડું એના ઘરનું મળતું નથી, માથે ઘાલવા ધૂપેલ સુધાં અમારે પુરૂં કરવું પડે છે. દીકરીના દુખનો પાર નથી.

રંગલો—ત્યારે એવાને દીકરી દેવાથી શો ફાયદો?

રગના—નાત જાતમાં આબરૂ મેળવવા ગયા. ભોગ લાગ્યા ભાઈ, જ્યારે માથે વીતે ત્યારે માણસની આંખો ઉઘડે. હવે ગમે તે થાય તોપણ કદી એવા કુળમાં દીકરી દઇએ નહીં. એવી આબરૂમાં ભડકો ઉઠચો.

સોમના—(આવીને) બાપા. હું દરબારને કહી આવ્યો. તે હાલ બંદોબસ્ત કરશે.

રગના—જીવરામભટ, ચાલો. હવે તમને કોઈ કહી શકનાર નહિ.

જીવ—તમારા ગામનું કોઈ કહે, તો હવે તમે જમાન ખરા?

રગના—અમે તો લોકોને શું કરી શકીએ? પણ અમારો ઠાકોર બંદોબસ્ત કરશે, એટલે પછી તમને કોણ કહી શકનાર છે? (એવામાં થાળી પીટાય છે)

રંગલો—એ!! રગનાથભટનો જમાઈ, જીવરામભટ આપણા ગામમાં આવે છે, તેને કોઈ રતાંધળો કહેશો નહિ, જે કહેશે તે દરબારનો ગુનેગાર છે—સાદ સાંભળજો!!!

જીવ—આ શેનો સાદ પડે છે?

સોમના—તમને કોઈ રતાંધળા કહે નહિ, એવો દરબારની તરફથી સાદ પાડે છે; હવે કોઈ કહે તો અમારો ઠાકોર તેનાં નાક, ને કાન કાપે. અને ગામમાં નહિ જાણતા હોય તે પણ જાણશે, કે રતાંધળા કહેવાથી જીવરામ ભટ ચીડે છે. માટે હવે કોઈ કહેશે નહિ.

રંગલો— दोहरो.

खोजो खामी ढांकतां, लाखो जाणे लोक;
अभिमानी अभिमानथी, फजेत थाये फोक. ३६.

પડદો પડ્યો.



ગાનારા ગાયછે. મેલ મિથ્યાઅભિમાન. ઈત્યાદિ,



# अंक ४ थो.

પાત્ર. ૧ જીવરામભટ, ૨ રગનાથભટ, ૩ સોમનાથ, ૪ દેવબાઈ, ૫ રંગલો, ૬ ગંગાબાઈ. પાડી, અને પાથરેલી શતરંજી.

**સ્થળ રગનાથભટનું ઘર.**

પડદો ઉઘડ્યો. ત્યાં ઉપર લખેલાં પાત્રો છે. ગંગા શિવાય.

સોમના—જીવરામભટ, આ શતરંજી ઉપર તમારૂં આસન રાખો. અને આ તમારાં લુગડાં, સંભાળીને, મુકો. (તે મુકે છે.)

દેવબાઈ—જીવરામભટ. તમે અત્યારે રાત વેળાના ક્યાંથી આવ્યા?

જીવ—દહાડે તડકો બહુ પડે છે, માટે પાછલે પહોરે ઘેરથી નીકળ્યા હતા. અમે જાણ્યું કે અજવાળી દૂધ, ધોળા દહાડા જેવી રાત છે, માટે ચંદ્રમાને અજવાળે ચાલ્યા જઈશું.

રંગલો—જુઓ હજી પોતાનું અભિમાન મુકતો નથી.

દેવબા—તાપ કેવો પડે છે?

જીવ— (ग्रीष्मवरणन.) शार्दूलविक्रीडितवृत्त.

ताता तापथकी तमाम तरुथी, पक्षी बिचारां पडे,
वंदो वांदरनां विशेष विखरी, ज्यां त्यां पछी जै चडे,
§अंबु उष्ण नदी तळाव तटमां, मच्छो तप्यां तर्फडे,
भारे भीषमग्रीष्मकाळ कहिये, नाना प्रकारे नडे. २७

§પાણી.

દેવબા—ગોવાળ તો કહેતો હતો કે-એકઘડી રાત જતાં પાડીનું પુંછડું પકડીને તમારો જમાઈ ગામના પાદરમાં આવતા હતા, અને આટલી બધી રાત સુધી તમે ક્યાં રોકાયા?

જીવ—તમારા ગામને પાદર મોટું તળાવછે. તેમાં અત્યારે સુંદર પોયણીઓ ખીલી છે, તેની શોભા જોવા સારૂ, ઘણી વાર સુધી તો અમારૂં મન ત્યાંજ વળગી રહ્યું હતું. જાણે કે રાત્રી રૂપી સ્ત્રીનું મુખ જોવાનું દર્પણ હોય, એવું સરોવર શોભતું હતું. તે વિષે અમે એક શ્લોક કર્યો.

દેવબા—શી રીતે કર્યો?

જીવ— वसंततिलकावृत्त.

चंद्रप्रभाव मुख *शर्वरि-बालिकानो,
तारा तणो समुह §मौक्तिक-माळिकानो;
आ लोक मध्य अतिलायक लेखवानु,
शोभीत श्रेष्ट †सर दर्पण देखवानु. ३८

રંગલો—આંખો મીચીને તે શ્લોક કર્યો હશે?

જીવ—તે પછી તો પહોર રાત ગઈ, એટલે જાણ્યું કે–હવે તો સઉ સુઈ રહ્યાં હશે, માટે આપણે પણ અહીં ગામને પાદરજ સુઈ રહેવું; સવારે ઉઠીને તમારે ઘેર આવવાનો વિચાર હતો.

---

*રાત. §મોતી. †તળાવ.

દેવબા—આગળ તમે અહીં આવ્યા હતા, ત્યારે તો કહેતા હતા કે હું સંધ્યાકાળથી અનુષ્ટાન કરૂં છું, માટે દહાડો આથમે એટલે તરત એક ઓરડીમાં પેસતા હતા. તે સવારે બહાર નીકળતા હતા. તે અનુષ્ટાન પૂરૂં થયું કે શું?

રંગલો—તે અનુષ્ટાન, ને જીવરામભટની આવરદા, બંને સાથે પુરાં થશે.

उपजाति वृत्त.

स्वभावनी साधित साधनानु,
पुरूं अनुष्टान नथी थवानुं;
समाप्ति तेनी मरवा समामां,
पूर्ण हती तो पछिथी चितामां. ३९

જીવ—અનુષ્ટાન તો હજી પૂરૂં થયું નથી, પણ આખા વર્ષમાં ફક્ત એક રાતે બહાર નીકળવાની અમે છુટ રાખી છે.

દેવબા—રોજ રાતે તમે શેનું અનુષ્ટાન કરો છો?

રંગલો—ઉંઘ દેવીનું અનુષ્ટાન કરેછે.

જીવ—અમે અજપાગાયત્રીનું અનુષ્ટાન કરીએ છૈએ.

દેવબા—અજપાગાયત્રી કેવી હશે?

જીવ—બ્રહ્મગાયત્રી, વિષ્ણુગાયત્રી, રૂદ્રગાયત્રી, ગણેશગાયત્રી, ઇત્યાદિ ઘણા પ્રકારની ગાયત્રીઓછે. તેમાં જપકર્યા વગર એની મેળે જપાય. તે અજપા ગાયત્રી કહેવાય છે.

દેવબા—જપ કર્યા વગર શી રીતે જપાય?

જીવ—આપણે જ્યારે શ્વાસ લઇએ છીએ, અને પાછો મુકીએ છીએ ત્યારે તે શ્વાસના ધ્વનિનો આભાસ થાય છે તે.

દેવબા—શ્વાસના ધ્વનિનો આભાસ કેવો થતો હશે?

જીવ—શ્વાસ લેતાં હં, અને મુકતાં સ: વળી લેતાં સો, અને મુકતાં હં, ધ્વનિ થાય છે. તેથી "હંસ:સોહં" એવો મંત્ર નિરંતર એની મેળે જપાયા કરેછે. તે દરએક પળમાં છવાર. ને દરએક ઘડીમાં ૩૬૦, વાર. અને એક દહાડો ને રાત મળીને એકવીશ હજારને છસે શ્વાસોશ્વાસ લેવાય છે, તેનું નામ અજપાગાયત્રી કહેવાય છે. ને તે રાત આખી મળીને ૧૦૮૦૦) એટલે સો માળા જપાય છે. (આ ઉપરથી માળાના મણિકા ૧૦૮ કર્યા હશે) માટે સવારમાં ન્હાયા પછી હાથમાં જળ લઇને સંકલ્પ કરવો કે, આજ હું દશ હજારને આડસેં અજપાગાયત્રી જપું તે બ્રહ્માર્પણમસ્તુ. તો પછી બીજી ગાયત્રીનો, કે કોઈ મંત્રનો જપ કરવાની જરૂર નથી.

રંગલો—થયું સંધ્યા, માળાનું માંડી વાળ્યું.

દેવબા—કેવું આસન વાળીને મંત્રનો જપ થતો હશે?

જીવ—આસન ચોરાશી પ્રકારનાં કહ્યાં છે, આમ કાચબાની પેઠે બેશીને જપ કરે તો કૂર્માસન કહેવાય. આમ મછની પેઠે લાંબો પડીને જપ કરે તે मत्स्यासन. આમ પારશનાથની પેઠે બેસે તે पद्मासन. (एकपद्मासन, ऊर्ध्व भुजासन, हं-

સાસન, વૃષભાસન, ગરૂડાસન, વગેરે કેટલાંએક આસન ઓઈ વાળી દેખાડે છે)

દેવબા—ત્યારે તમે રાતે કયું આસન વાળીને અજપાગાયત્રી જપોછો?

જીવ—અમે રાતે આમ શબાસને કરીને ચારે પહોર અજપા ગાયત્રી જપીએ છીએ. (મડદાની પેઠે સુઈ દેખાડે છે)

રંગલો—આતો મસાણની બળતી ચહેમાં વાગવું પડે છે તે આસન થયું.

જીવ—(ઉઠીને) શાસ્ત્રમાં તો રાતના ચારે પોહોરનાં જુદાં જુદાં ચાર આસન કહેલાં છે.

દેવબા—તે કેવાં હશે?

જીવ— શ્લોક.

सर्वांगाच्छादनं पूर्वं, सैक वस्त्रासनं ततः

दिगंबरासनं पश्चा, त्स्वान कुंडलिकासनम् ॥ ५०

અર્થ—રાતના પેહેલા પહોરમાં આવી રીતે આખા શરીર ઉપર ઓઢીને લાંબા થઇને પડવું, તે "સર્વાંગાચ્છાદનાસન" કહેવાય. પછી બીજે પહોર ઓઢેલી ચાદર ખશી જાય, અને પહેરેલુંજ એક પોતીયું રહે, તે "સૈકવસ્ત્રાસન" કહેવાય. ત્રીજે પહોર તે એક લુગડું પણ ખશી જાય તે "દિગંબરાસન" કહેવાય.

રંગલો—દિગંબરાસન કરી દેખાડોને.

જીવ—દિગંબરાસન જોવું હોય તો જઇને કાશીના પરમહંસોને જો.

દેવબા—પછી ચોથે પહોરે કેવું આસન વાળોછો?

જીવ—પાછલે પહોરે ટાઢ પડે તે વખતે આવી રીતે "શ્વાન કુંડળિકાસન" વાળવુંજ જોઇયે. એવાં આસન વાળે તો અજપા ગાયત્રીની સિદ્ધિ થાય.

દેવબા—ત્યારે અનુષ્ટાનની વખતે, ધૂપ, દિવા કરવા જોઇએ તે?

જીવ—માનસિક ધૂપ, દીવા કરીએ છૈએ.

દેવબા—માનસિક કેવી રીતે?

જીવ—મનમાં ધારીએ કે-દેવજી સરૈયાની દોકાનમાં આગ લાગી, અને અગર બતીની કોઠી સળગી ઉઠી, એટલે દેવને ધૂપ સારી પેઠે થયો. મ્યુનસિપાલ ખાતાવાળાએ દીવા કર્યા, એટલે દેવને दीपंसमर्पयामि. એમ કહીને જળ મુકીએ એટલે થયું. દેવને કાંઈ જોઇતું નથી, દેવ તો ભાવના ભુખ્યા છે.

દેવબા—ત્યારે કાલે હું પણ મનમાં ધારીશ કે, જીવરામભટને લાડવા, જલેબી, બરફી વગેરે ભાત ભાતનાં ભોજન समर्पयामि, એમ કહીને જળ મુકીશ. એટલે થયું, પછી તમારે વાસ્તે મારે રસોઈ કરવી પડશે નહિ.

જીવ—માણસને તો એમ ન ચાલે, અને દેવને તો ચાલે.

## भोजन प्रसंग.

દેવબા—ઉઠો હવે ન્હાઇલો. કંસાર, દાળ, ભાત તૈયાર થયાં છે, અને રસોઈ ઠરી જાય છે.

જીવ—અમે સોમનાથભટને કહેલું છે, કે અમારે તમારા ઘરનું અન્ન ખાવું નથી.

સોમના—લો એતો જાણ્યું જાણ્યું હવે છાનામાના ન્હાલો; આ ન્હાવાનું પંચીયું.

જીવ—ના અમારે નથી જમવું. (એમ કહેતો કહેતો પંચીયું પેહેરીને ઉભો રેહે છે)

સોમના—ચાલો ખાળે. (હાથ ઝાલીને ખાળે લઈ જઈ બેસારીને) આ હાંલ્લામાં ઉનું પાણી છે તેથી ન્હાઓ. અને આ તમારૂં અબોટીયું ખીંટીએ મુક્યુ છે. (આઘો જાય છે)

જીવ—(બીજું હાંલ્લું પડએ હતું તે પોતાના ઉપર રેડે છે)

गंगेच यमुने चैव, गोदावरी, सरस्वती,

नर्मदे सिंधु कावेरी, जलेऽस्मिन् संनिधिंकुरू.

હર હર ગંગે, હર હર ગંગે, થુ, થુ, થુ.

સોમના—અરે હાય હાય આ શું કર્યું?

જીવ—કેમ છે? થુ, થુ, થુ.

સોમ—અરે એ મેલા હાંલ્લામાં તો બૈરાનું મુતર હતું. ઉનાં પાણીનું તો પેલું ઉજળું હાંલ્લું છે.

જીવ—તમને પારકા દુખની ખબર પડે નહિ, એટલે હસોછો.

સોમ—કેમ વારૂ?

જીવ—અમે જાણ્યા વગર એમ કરચું નથી. થુ, થુ, થુ.

રંગલો—જીવરામભટ દેખતા નથી એમ તમે જાણશો નહિ.

જીવ—અમારે શરીરે લુખ્ખસ થઈ છે માટે વૈદે કહ્યું છે કે પ્રથમ ભેંશના મુતરે ન્હાઇને પછી ઉન્હે પાણીએ ન્હાવું એટલે લુખ્ખસ મટી જશે. તેથી અમે પ્રથમ ભેંશના મુતરે ન્હાયા. હવે આ ઉન્હે પાણીએ ન્હાઇશું.

સોમ—ઠીક છે, ન્હાઓ.

જીવ—(ન્હાઇને ઉભા થઇને ફાંફાં મારે છે. અબોટીઉ જડતું નથી, તેથી નાક ઝાલીને ઉભો રહે છે)

દેવબા—હવે ઝટ અબોટીઉ પહેરો, વાળુ ઠરી જાયછે.

રંગલો—નાક સંભાળે છે, જે નાક છે કે ગયું?

જીવ—તમે ગામડીઆ લોકો શું સમજો? અમે રોજ ન્હાઇને ત્રણ ઘડી સુધી પ્રાણાયામ કરીએ છૈએ, ત્યારે આજ એક બે ઘડી સુધી તો કરીએ.

રંગના—(સોમ. ને) તે અબોટીઉં દેખી શકતો નથી, માટે ઢોંગ કરે છે, તું જઇને એના હાથમાં અબોટીઉં જોશ.

સોમના—લો, આ અબોટીઉ પહેરો.

જીવ—(અબોટીઉ પહેરીને ઉભો રહેછે)

દેવબા—વળી કેમ ઉભા થઈ રહ્યા? ચાલો ઝટ, આવીને આ પાટલે બેસો.

જીવ—અમે અમારા વિચારમાં ઉભા છૈએ, કાંઈ અમસ્તા ઉભા નથી.

દેવબા—વળી શો વિચાર થયો?

રંગલો—વિચાર પેલાં ભવના નશીબનો.

જીવ—શો તે શો? અમારા સસરાને પુછોને.
દેવબા—તમારા સસરાને શું પુછું? તમેજ કહોને.
જીવ—અમને દસ રૂપૈઆની પાઘડી આપવાની કહી છે, તે આપો તો જમવા બેશીશું. નહિ તો અમારે જમવું નથી.
દેવબા—અત્યારે પાઘડી ક્યાં લેવા જાય? સવારે આપીશું.
રંગલો—ત્યારે તમારો સાલ્લો, કે ઘાઘરો કહાડીને આપો.
જીવ—અમારે અત્યારે જોઇએ, પછી તમે સવારે કાંઈ આપો નહિ માટે કાંતો કોઈકને કબૂલાવો.
દેવબા—એટલી દસ રૂપૈઆની પણ અમારી સાહુકારી નથી કે?
જીવ—એતો બધા સંસારની રીત છે, કે જેને નાણાવટીઓ હજારો રૂપૈયા ધીરતા હોય, પણ જમાઈ પાંચ રૂપૈઆ વાસ્તે જમાન માગે.

उपजाति वृत्त.

नामे लखीने धन लाख धीरे,
अने गणाता उमदा अमीरे;
ते अल्प माटेज लबाड लागे,
जरूर जामात्र जमान मागे. ४१

दोहरो.

अवर कोइ कदि ए रिते, जो मागेज जमान;
तो ते तेने अंतरे, अति माने अपमान ४२

રગના —(હળવે, સ્રીને) તે આંધળાને દોરી લાવીને બેસાર.
દેવબા—(હાથ ઝાલીને) ચાલો ચાલો, પાઘડી સવારે આપીશું.
જીવ—ના, ના, ઊંહું, ઊંહું, અમારે નથી જમવું, નથી જમવું.
(એમ કરતો આવે છે)

दोहरो.

कथने तो ना,ना कहे, हैयामां हा होय;
धुताराना ढोंग ते, कळी शके सहु कोय. ૯૩

દેવબા—આ પાટલા ઉપર બેસો, હું રસોડામાંથી કંસાર લઈ આવું. (એમ કહીને ઝટ જાયછે)
જીવ—(બેસે છે, પણ મોઢું ભીંત સામું થયું ને થાળી પુંઠે રહી.
રંગલો—વાહવાહ! ક્હોછોને જીવરામભટ દેખતા નથી?
દેવબા—( આવીને ) અરે એમ અવળે મોઢે કેમ બેઠા? આમ ફરીને બેસો. થાળી તો પછવાડે રહી.
જીવ—અમે કાંઈ વગર જાણે અવળે મોઢે બેઠા નથી, પણ અમારે જમવું નથી, માટે આમ બેઠા છૈએ.
દેવબાઈ—હવે આ તરફ મોઢું ફેરવો.
જીવ—પાઘડી આપોતો મોઢું ફેરવીશું. નહિ તો અમારે જમવું નથી.
દેવબા—(ઝાલીને ઉભા કરીને બેસારેછે) જુઓ આ કંસાર એટલો, કે વધારે જોશે?
જીવ—(હાથ ફેરવીને) એટલો બસછે.

દેવબા—(ઘીની વાઢી લેવા જાયછે) ત્યાં પાડી આવીને થાળીમાં-
થી કંસાર ખાઈ જાય છે)

જીવ—શું કરવા હલાવ હલાવ કરોછો? એતો હમણાં ઠરી જશે.

દેવબા—(આવીને) અરે હાય હાય, કંસાર તો પાડી ખાઈ જાય
છે; તમે થાળીની ખબર કેમ રાખતા નથી?

જીવ—છોને ખાઈ જતી અમારે જમવું હોય તો ખબર રાખીએ.

રંગલો—સસરાના ઘરનું છોકરૂં કે વાછડું આવીને થાળીમાંથી
ખાવા માંડે, તા તેને કાઢી મુકાય કે?

દેવબા—(પાડીને હાંકીને બીજો કંસાર પીરસેછે) જુઓ એટલા
કે વધારે જોશે?

જીવ—એટલો બસ છે.

દેવબા—(રસોડામાંથી વાઢી લાવીને ઘી પીરસે છે)

જીવ—વળી રાંડ કંસાર ખાવા આવી કે? લે ખા, ખા, (જોરથી
લાત મારેછે)

દેવબા—અરરરર. મુઈ આ દીકરી, નેં મુઓ આ જમાઈ,-મારો
તો દાંત પડી ગયો. લોહી નીકળ્યું; થુ, થુ, થુ.

રંગલો—ઠીક કર્યું, ભલી લાબંશી ખવરાવી, એજ લાગની છે.

જીવ—ઘરડાં થયાં પણ હજી તમને પીરસતાં આવડતું નથી.
આટલું બધું ઘી રેડાય? એવી લાબશી તમે ખાઓ.
અમને તો ભાવે નહિ.

રગના—લાત શા વાસ્તે મારી?

જીવ—અમારો સ્વભાવ આકરો છે, આમ ઘીનો બગાડ કરે, તે

અમારાથી ખમાય નહિ. તેથી લાત મરાઈ ગઈ.

દેવબા—લો આ દાળ, ભાત, અને શાક, હવે જમવા બેસો.

જીવ—(ભાતદાળ વગેરે થોડાંક એકઠાં કરીને ભોંઈ ઉપર ત્રણ બળિદાન મુકેછે)

દેવબા—તમે એ શું કર્યું?

રંગલો—એના બાપની હોળી કરી.

જીવ—તમેં જાણતાં નથી કે?

દેવબા—તમારો સસરો રોજ આમ કરેછે ખરા, પણ મેં કદી પુછ્યું નથી કે આ શા વાસ્તે કરો છો.

જીવ—એતો બ્રાહ્મણના કુળનો ધર્મ છે, કે એમ કરવું. કેમકે બ્રાહ્મણ જ્યારે જમવા બેસે છે, ત્યારે તેમનાં દર્શન કરવાને ભૂપતિ એટલે બ્રહ્મા, ભુવનપતિ એટલે વિષ્ણુ, અને ભૂતપતિ-એટલે મહેશ્વર, એ ત્રણે દેવો આવેછે.

રંગલો—આવા મિથ્યાભિમાનીનાં દર્શન કરવા કેમ ના આવે? દરબારે ઢંઢેરો પીટાવ્યો છે માટે સવારે બધા ગામના લોકો દર્શન કરવા આવશે.

જીવ—માટે તે દેવોને બળિદાન આપીને જમવા માંડવું, નહિ તો તે ત્રણે દેવો નિરાશ થઈને શાપ દેછે.

રંગલો—ખરી વાત તમે બળિદાન ન આપો તો, તેઓ બિચારા ભૂખે મરે, માટે શાપ દેજ.

દેવબા—ત્યારે કદાપિ તમે, તમારા ગામનો રાજા, અને પ્રધાન, કોઈને ઘેર મળવા જાઓ, તે વખતે તે જમવા બે-

સતો હોય, ને તેના સામા જઇને બેસો, પછી તે ભાત દાળ વગેરે થોડુંક એકઠું ગંદા જેવું કરીને, જેમ કુતરાંને કે બિલાડીને વાસ્તે ભોંઈ ઉપર ખાવા નાંખે, તેમ તમારા સામું નાંખીને કહે કે—

આ લો, જીવરામભટ તમે. આ લો રાજાજી તમે. આ લો દીવાનજી તમે. તો તે બેઅદબી લાગશે કે નહિ? અને તેથી તમને રીસ ચડશે કે નહિ?

જીવ—માણસને રીસ ચડે, પણ દેવને ચડે નહિ. મોટાનાં પેટ મોટાં હોય. કહ્યું છે કે—

उपजातिवृत्त.

मोटातणां पेट सदैव मोटां, छोटातणां पेट सदैव छोटां;
वर्षादने गाळ जनो भणे छे,तथापि ते क्यां कदिये गणे छे.४ ९

(પછી કાંઈ બબડીને પાંચ કોળીઆ મોમાં મુકે છે)

દેવબા—એ શું કર્યું?

જીવ—એતો પ્રાણાગ્નિહોત્ર.

દેવબા—પ્રાણાગ્નિહોત્ર એટલે શું?

જીવ—શાસ્ત્રમાં કહ્યું છે કે-બ્રાહ્મણનો દીકરો રોજ અગ્નિ હોત્રના કુંડમાં હોમ કર્યા વિના જમવા બેસે, તો તેને મહા પાપ લાગે છે. માટે તેને બદલે પ્રાણરૂપી અગ્નિમાં પ્રથમ પાંચ આહુતિયો હોમીને જમે તો તેને અગ્નિહોત્ર કર્યા જેટલું પુણ્ય થાય છે.

દેવબા—કોળિયા વાળીને મોમાં મુક્યા, તે હોમ કર્યો કહેવાય કે?

જીવ—હા, તે પ્રાણાગ્નિહોમ કહેવાય. પછી અગ્નિમાં હોમ કરવાની ઝાઝી જરૂર નથી.

દેવબા—ત્યારે પ્રાણાગ્નિ હોમ તો બધા પ્રાણીઓ કરે છે, તેમાં તમે શી નવાઈ કરી?

જીવ—આહુતિનો મંત્ર ભણ્યા વિના કોળીઆ ભરે, તે પ્રાણાગ્નિ હોમ કહેવાય નહિ.

દેવબા—ઠીકછે, જમી લો.

જીવ—( રંગનાથભટને ) ગયા વરસમાં અમે ગોદાવરીની જાત્રાએ ગયા હતા, તે રસ્તામાં જે જે ગામ આવ્યાં, તે ગામના પંડિતોને બોલાવીને ચરચા કરીને અમે જીત્યા હતા.

રંગના—કેઈ વિદ્યામાં જીત્યા હતા?

જીવ—વાચાળવિદ્યામાં જીત્યા.

રંગના—વાચાળવિદ્યા કેઈ કહેવાય?

જીવ—

यत्र शाब्दिका स्तत्रतार्किका,यत्र तार्किकास्तत्रशाब्दिका;
यत्र नोभयं तत्र चोभयं, यत्र चोभयं तत्र नोभयम्. ૯૯

અર્થ. જ્યાં વૈયાકરણી મળ્યા, ત્યાં અમે તર્કશાસ્ત્રી થયા, અને જ્યાં તર્કશાસ્ત્રી મળ્યા, ત્યાં અમે વૈયાકરણી થયા. અને જ્યાં વ્યાકરણ કે તર્કશાસ્ત્ર કશું જાણે નહિ, ત્યાં અમે બં-

ને શાસ્ત્રના જાણનાર થયા, અને જ્યાં બંને શાસ્ત્રના જાણનારા મળ્યા, ત્યાં અમે બંને શાસ્ત્રોની વાત પડી મુકીને જુદોજ રસ્તો પકડ્યો. વળી શાસ્ત્રીઓએ જે કહ્યું તે અમે કબુલ કર્યુંજ નહિ, એ રીતે જીત્યા.

રંગના—કચ્છના માંડવી બંદર વાળા વિશ્વનાથ *શાસ્ત્રી બહુ વખણાય છે, તે તમને મુંબઈમાં કે ક્યાંઈ મળ્યા હતા કે ?

જીવ—અરે એને લોકો વખાણે છે તેથી અમને બહુ રીસ ચડે છે, એનામાં શો માલ છે?

રંગનો— ઉપજાતિવૃત્ત.

जो पारकी कीर्त्ति पडेज काने,
मिठाश तेमां मनथी न माने;
स्वकीर्त्तिनां गायन गाय गाजी;
मिथ्याभिमानी मुरखा मिजाजी. * ९६

જીવ—પણ કેટલા બધા લોકો અમારીજ પંડિતાઈનાં વખાણ કરતા હતા.

સોમના—બાપા, આ વાત સાચી હશે?

રંગના— वसंततिलका वृत्त.

जेने न जाण कदि कोकिल काग केरुं,

*જ્યાં નાટક થતું હોય ત્યાંના નામીચા શાસ્ત્રીનુ નામ લેવું.

ते कागनुं कदि वखाण करे घणेरूं;
जेणे सुण्या श्रवण कोकिल शब्द सारा,
ते कागना स्वर सुणी नहि माननारा. ४७

સોમ—પણ પંડિતો મૂર્ખનાથી કેમ હારે?

રગના— दोहरो.

अभिमानी मत आपनो, मूके नहि तल मात्र;
ते माटे तेथी हठे, शाणा लोक सुपात्र. ४८

સોમનાથ—જીવરામભટ, તમે કાંઈ સંસ્કૃત અભ્યાસ કરેલો કે?

જીવ—સંસ્કૃત, ફારશી, અરબી, લાટીન, અને ઇંગ્રેજી, એકે વિદ્યા અમારી અજાણી નથી. બધી વિદ્યાઓ અમે જોઈ લીધી છે.

રંગલો—મિથ્યાભિમાનીનું અજાણ્યું કાંઈ ન હોય, એ તો માના પેટમાંથીજ ભણી ગણીને અવતરેલા હોય.

રગનાથ—તમે કેની પાસે વિદ્યા ભણ્યા હતા?

જીવ—અમારી મેળે અમે બધી વિદ્યાઓ શીખી લીધી છે; કોઈને ગુરૂ કર્યા નથી.

રંગલો—કપટી માણસ વિદ્યા ચોરી લે, અથવા ચોરાવીને લે, પણ શિષ્ય થઈને ન લે.

કહ્યુંછે કે— उपजातिवृत्त.

चोरावि ले, कोचित चोरि राखे, विद्या गुरुने गुरुजी नभाखे;

जुओ कळा ए कपटी जनोनी, करे वडाई स्व-पराक्रमोनी. ४९

સોમના—તમે એકે પુસ્તક રચ્યું છે કે?

જીવ—હા, જીવરામવિનોદ નામનો મોટો ગ્રંથ અમે રચ્યો છે.

રંગલો—કોઈકિ પાસે રચાવીને પોતાનું નામ ઘાલ્યું હશે.

इंद्र वज्रावृत्त.

बीजा कने काम कशुं करावे, तेनुं बधुं मान स्वयं धरावे;
गाडी तळे श्वान गती करीने, फुलायछे फूल वृथा धरीने. ५०

સોમના—ત્યારે સંસ્કૃત શ્લોકનો તમે અર્થ કરો ખરા કે?

જીવ—હોવે, શા વાસ્તે ન કરીએ? શું અમે નથી જાણતા?

સોમના—"रामो लक्ष्मणमब्रवीत्" એટલાનોજ અર્થ કરો જોઈએ.

જીવ—रामो लक्ष्मणमब्रवीत ऽऽ ( છેલો ત લંબાવીને બોલેછે )

સોમ—ત્ ટુંકો બોલવો કેમકે તે ખોડો છે.

જીવ—એમાં કાંઈ કઠણ અર્થ નથી. રામો એટલે રામ, લક્ષ્મણ તે લખ્ખમણ, અને મબ્રવી, તે સીતા.

સોમના—શાથી જાણીએ કે- મબ્રવી એટલે સીતા?

જીવ—રામ, નેં લખ્ખમણની જોડે તે સીતાવિના બીજી મબ્રવી કેઈ હોય? એટલું અક્કલથી જાણીએ કે નહિ?

સોમના—પછી ત્ રહ્યો તેનો શો અર્થ?

જીવ—ત્ એટલે હનુમાન.

સોમનાથ—શાથી જાણીએ કે તું એટલે હનુમાન?

જીવ—જો ને તનો પગ લંગડો છે કે નહિ?

રંગલો—સાબાશ શાસ્ત્રીબાવા સાબાશ! આવા શાસ્ત્રી તો કાશીમાં પણ નહિ હોય.

સોમનાથ—તમે અંગ્રેજીનો અર્થ કરશો કે?

જીવ—અંગરેજી શું? તમારે ગમે તે પુછો ને. Twinkle twinkle little star.

સોમના—"ટિંવકલ ટિંવકલ લિટ્લસ્ટાર" એટલાનોજ અર્થ કરો જોઇએ?

જીવ—એમાં શું છે? ટિંવકલ ટિંવકલ એટલે ટપકાં ટપકાં, અને લિટલ લિટલ એટલે લીટાં લીટાં, સાહેબ કરેછે તે (હાથનો ચાળો કરી બતાવેછે)

સોમના—એમાં તો આકાશના ચળકતા ચળકતા ન્હાના તારા વિષે છે.

જીવ—ત્યારે અમે પણ એજ કહ્યું કે નહિ? દુનિયાનો સાહેબ આકાશમાં ટપકાં ટપકાં અને લીટાં લીટાં કરેછે તે.

સોમના—ત્યારે અમારો દરબાર સ્કૂલ સ્થાપનાર છે, તેના માસ્તર તમે થશો?

જીવ—ઉપરીની મહેરબાની હોય તો સ્કૂલ તો શું પણ કાલેજનું કામ ચલાવી શકીએ.

દેવબા—હવે કંસાર કે કાંઈ લેશો કે?

જીવ—ના, હવે ભાત લાવો.

દેવબા—(ભાત પીરસે છે)

જીવ—(જમીને †ચળુ લઇને વાતો કરવા મંડે છે) ગયા ચોમાસામાં અહિં વર્ષાદ કેવાક હતા?

દેવબા—હવે જઇને પેલી શતરંજી ઉપર બેસો, અને લુગડાં પહેરો.

જીવ—અરે ઘણે દહાડે ભેગાં થયાં છેએ. માટે પેટ ભરીને વાતો તો કરીએ?

દેવબા—જાઓ, વળી કાલ આખો દહાડો વાતો કરીશું.

જીવ—મને તો તમારી આગળથી ઉઠીને જવાનું ગમતું નથી.

રંગલો—સાસુના મોઢાની વાતોમાં બહુ મિઠાશ હોય. કહ્યું છે કે

शार्दूल विक्रीडितवृत्त.

पूरी नें दुधपाक शाक सरवे, लाडु सवाशेरियो,
द्राक्षा दाडम शेलडी सरस के, केळां तथा कोरियो;
ए सौ स्वाद स्वड्या घणाय पण ते, शुं श्रेष्ट स्वादिष्टछे,
वातो सासुतणा रुडा वदननी, मिष्टान्नथी मिष्टछे. ९१

જીવ—પણ તમે સોમનાથભટની વહુના સીમંત ઉપર અમને કંકોતરીજ મોકલી નહિ, તે કાંઈ ઠીક કર્યું નહિ, એ બાબતનો અમારા મનમાં બહુ ધોખો લાગ્યોછે.

રંગલો—હવે ફરીથી અધરણી આવશે, ત્યારે કંકોતરી મોકલશે.

---

† મોં ધોવું.

રંગના—( સોમ, હળવે ) એ મિથ્યાભિમાનીનો હાથ ઝાલીને પેલી શતરંજી ઉપર લઈ જઇને બેસાર; એતો આખી રાત લવારો કરશે.

સોમના—( જીવ-ને ) ચાલો હવે પાન સોપારી આપું ( દોરીને શતરંજી ઉપર લઈ જઇને બેસાડે છે )

---

# પ્રવેશ નવો.

જમનાની બ્હેનપણી ગંગા આવે છે.

ગંગા—જીવરામભટ આવ્યાછે કે શું?

રંગલો—(લટકુંકરીને) હા!! જીવરામભટ આવ્યાછે.

જીવ—આવો, કોણ એ?

ગંગા—એતો હું ગંગા.

જીવ—હા, ખરાં, ખરાં, આવો સુખ શાતામાં છો?

ગંગા—તમે મને ઓળખી કે?

જીવ—તમને ના ઓળખીએ એવું હોય? અમને પળીએલ, ને ટળીએલ કહ્યા હતા, એજ તમે કે નહિ?

ગંગા—(ખડખડ હશીને) અહો! તે દહાડાની વાત હજી સાંભરે છે કે?

જીવ—એ તે વળી ભૂલી જવાય કે?

દેવબા—ગંગા, શી વાત હતી? ક્હેતો ખરી.

ગંગા—એતો જ્યારે આપણી જમનાનાં લગ્ન થયાં હતાં, ત્યારે

અમે સાત આઠ જણીઓ મળીને આવતી જાને, વર જોવા, ગામને પાદર ગયાં હતાં.

રંગલો—બાજીગરનું માંકડું જોવાસારૂ એટલાં બધાં છોકરાં, અને બાયડીઓ ટોળે મળેછે, તો આવા રૂપાળા વરને જોવા કેટલાં બધાં મળ્યાં હશે?

ગંગા—પછી જીવરામભટની મુછમાં પળીઆં આવેલાં હતાં, તે જોઇને એક જણીએ કહ્યું કે વરતો પળીએલ દેખાય છે. એટલે વરે જાણ્યું કે મને ઘરડો કહ્યો, તેથી જુવાની જણાવાસારૂ કાછડો વાળીને ન્હાનાં ઝાડ કુદી જવા માંડ્યાં, ત્યારે મેં કહ્યું કે પળીએલ તો પળીએલ, પણ વળી ટળીએલ દેખાય છે (જીવટળેલ) તે વાત હજીસુધી જીવરામભટે સંભારી રાખી છે.

રંગલો— उपजातिवृत्त.

कुढंगने ढांकण ढांकवाने, करे कदापि कपटी कळाने;
विशेष विख्यात कुढंग थाशे, वन्ही न ढंकाय घणेक घासे. ९२
समात गण्वात समेज सारी, समा विना सौ कहेशे नठारी;
थतां अवस्था शिरश्वेत श्रेष्टा, कदी न शोभे कृत बालचेष्टा. ९३

દેવબા—તે અશલથીજ મિથ્યાભિમાની છે.

જીવ—તે દહાડે તો અમારી ઉમર કાચી હતી, માટે છોકરવાદથી અમે ઝાડ કુદવા માંડ્યાં હતાં. કહ્યું છે કે,

उपजातिवृत्त.

न बोलवाना बहु बोल बोले, न खोलवाना पण भेद खोले;
स्वतंत्रता ईश्वर दत्त सारी, बाळापणुं तो बहु सुखकारी. ९४

દેવબા—શું તમે તે દહાડે ન્હાના હતા કે?
જીવ—ન્હાના નહિ ત્યારે શું આજ છૈયે એવડા હતા?
દેવબા—આજ તમારી ઉમર પંચાવન વર્ષની થઈ કે નહિ?
જીવ—હા હવે તો પંચાવન વર્ષ થયાં, પણ તે દહાડે ક્યાં પંચાવન થયાં હતાં? તે દહાડે તો છોકરવાદની અવસ્થા હતી.
દેવબા—તમને પરણ્યાંને સાતવર્ષ થયાં, ત્યારે તે દહાડે અડતાળીશ વર્ષના હતા, તે છોકરવાદ કહેવાય?
જીવ—પણ તે દહાડે અમારો બાપ જીવતો હતો, એટલે તેમના આગળ તો અમે નશીબદાર છોકરૂં કહેવાઈએ. કહ્યું છે કે

उपजातिवृत्त.

जो पुत्र पंचावन वर्ष मोटो, पिता गणे बाळक छेक छोटो;
सदैव शीखामण दे रुपाळी, ते पुत्र तो पूरण पुण्यशाळी. ९५

દેવબા—તે ઝાડવાં કુદે એવું છોકરૂં કહેવાય કે?
રંગલો—કાચા કુંવારા હોય, તેતો ઝાડવાં તો શું? પણ વાડો કુદે, અને વખતે છાપરાં પણ કુદે. જેટલા પરણેલા નથી તે પચાસ વર્ષના હોય તોપણ ન્હાનાં છોકરાં જેવાજ જાણવા.

જીવ—જુઓને, તે દહાડે જાનરડીઓ પણ ગાતી હતીઓ કે નહિ? કે—

(લટકું કરીને) "બાળો વર તોરણ ચડ્યા." પણ એમ ગાતીઓ નહોતી કે બુઢો વર તોરણ ચડ્યા. ત્યારે શું તે ગાનારીઓ બધી જુઠી? અને તમેજ એક સાચ્યાં કે?

દેવશા—અભિમાની માણસ પોતાનો મમત મુકે નહિ; કોણ તેની સાથે માથાકુટ કરે?

दोहरा.

अभिमानीने उचरतां, छे सर्व मग छूट;
अंते आपणे थाकिये, करतां माथाकूट. ५६
मनमां समजे मूर्ख जे, व्रथा वदुं छुं वाद;
मुखे ममत मुके नहीं, अभिमानी उस्ताद. ५७

પડદો પડ્યો.

---

ગાનારા ગાયછે.

ઉપલા પાત્રોનું કામ પૂરૂં થયું નથી, પણ આ આંક બહુ લાંબો થઈ ગયો, તેથી સભાસદો અકળાય. માટે વચમાં એક ફારસ કરી બતાવાની જરૂર પડી.

---

# अंक ५ मो.

## ફારસ એટલે ઉપનાટક.

પાત્ર—કુતુબમિયાં. વાઘજી રજપુત.

પડદો ઉઘડ્યો.

કુતુબખાં—( અમે બતક લઇને, હસવા જેવી ચાલ ચાલતા કેડે હાથ દઇને આવે છે. )

ગાનારા—"મીયાં આવ્યારે બડે મીયાં આવ્યારે" ૪ વાર,

રંગલો—એસા એસા કે હો હા.

( મિયાંએક કોરે રોવા જેવું મોં કરીને ઉભા રહે છે, ત્યાં વાઘજી રજપુત ગંભીરાઇથી આવે છે ).

ગાનારા—"ઠાકોર આવ્યારે વાઘો ઠાકોર આવ્યારે" ૪ વાર.

રંગલો—થેઇયાં થેઇયાં કે થેઇથા.

વાઘજી—( વિચારે છે ) અરે આવા જંગલમાં પેલો મિયાં ઉભો ઉભો રૂએ છે, તે કાંઇ મહાસંકટમાં પડેલો જણાય છે. માટે ચાલ જીવ, એને ધીરજ આપીએ. મિયાં કેમ રૂઓછો?

કુતુબ—કોન રોતાહે? હમતો રોતા નહિહે.

વાઘજી—તમારૂં મોહુ રોયા જેવું લાગે છે.

કુતુબ—ઓતો ખુદાને બંદાકી સુરતાંઇ એસી બનાઇ હે.

રંગલો—ધન્ય વિધાતા. કેવી સુરત બનાવી છે ને ?

વાઘજી—તમે ક્યાંથી આવ્યા?

કુતુબ—હમ દીલ્લીસે આયે.

વાઘજી—તમે પરણ્યા છો, કે કુંવારા છો?

કુતુબ—અભી ગઈ સાલમે હમને શાદી કીનીહે.

વાઘજી—તમારે પરણતાં કાંઈ ખરચ થાય કે?

કુતુબ—તમારે લોકમે જાત ભાત જોતાહે. ઓર પેસા લગતાહે. લેકીન હમારે મેં તો, મરદકી અછી શીકલ દેખકે ઓરત આપસેં નીકાકરનેકું મંગતી હે. ઉસ સબબસે કુછ પેસા નહિ લગતા,

વાઘજી—ત્યારે શું તમારૂં રૂપ દેખીને બીબી મોહીને આવી?

કુતુબ—હાં. એસાઈ.

રંગલો—આવા રૂપાળા વરને મોહીને કેમ ન આવે?

વાઘજી—બીબીની ઉમર કેટલાં વરસની છે?

કુતુબ—હા, હા, હા, (હસીને) બીબીકી ઉમર, ઓર રૂપ, રંગ, હમારી બરાબર હે.

વાઘજી—બીબીના મોંમાં કેટલા દાંત છે?

કુતુબ—દાંત તો હમારે મુંમે નહી હે, ઓર બીબી કે મુંમે બી નહિ હે.

રંગલો—ત્યારે તો મોહીને આવે, એમાં શી નવાઈ? "ખોદાને બનાયા જોડા, તે એક અંધા, ને દુસરા ખોડા"

વાઘજી—આવા ઉજડ જંગલમાં એકલા આવતાં તમને બીક લાગી નહિ?

કુતુબ—બંદા એકીલા કીધરબી જા શકતા નહિ, લેકીન દીલ્લીમે દુકાલ હુઆ ઉસ સબબસે હેમ અઠારે ભાઈ નોકરીકી

ઉમેદવારીસે ઈધર નીકલ આયે.

રંગલો—જેનાં નશીબ ઉઘડ્યાં હોય, તેને આવો સારો નોકર મળે.

વાઘજી—તો તમારા બીજા ભાઈઓ ક્યાં ગયા?

કુતુબ—ઈધર ચુંવાલ પરગણામેં કોળી લોકકી ધાડ સાથ ગામસે દૂર દો ખેતરવા બડા ઉજડ જંગલમેં લડાઈ હુઈ. તબસે સબભાઈ જીધર તીધર ભાગ ગયે. ઔર હમ એકીલા બડા હીમતદાર સો ઈધર નીકલ આયે.

વાઘ—કોળીની ધાડ સાથે શી રીતે લડાઈ થઈ?

કુતુબ—હમ અઢારે ભાઈ એકીલે, ઔર સામની દો કોલીકી ઝૂકમ આઈ.

રંગલો—વાહવાહ!!

કુતુબ—રામપરા, ભંકોડાકા પાદરેમેં, બડા ઉજડ જંગલમે આવતીકને હુઈ. સો ક્યા બાત કહું મિયાં? હુઈ સો હુઈ. એસી લડાઈ તો દીલ્લીકા તખ્ત લેનેકી બખ્ત બી નહિ હુઈ હોયગી.

કોલી ભાઈકી ડાંગાં, ઔર સીપાઈ ભાઈકી ટાગાં. કોળી ભાઈકા ઝરડા, ઔર સીપાઈ ભાઈકા બરડા. પીછે કપડાં, હથીયાર સબ કોળીકું દેકે કોળીકું હરવાઈ કે નસાઈ દીએ.

રંગલો—કોળીને ભલા હરાવ્યા!!

કુતુબ—પીછે અઢારે ભાઈ છુટા પડ ગયે. સો માલુમ નહિ કે કીધર ગયે?

વાઘજી—તમારાં હથીઆર ક્યાં ગયાં?

કુતુબ—હથીઆર, ઔર પઘડી, હમને કોળી લોકકું દે દીયા. હમ ખાનદાન કે ફરઝંદ હે, હમ મખ્ખીચુસ નહિ હે, કે કીસીકું નહિ દેવે. "સિર સલામત, તો પઘડી બોતેરી"

રંગલો—આ વખતમાં ભીલપટણના કોળી લોકોએજ સીપાઈઓનાં હથીઆર છોડાવ્યાં છે.

વાઘજી—તમારૂં નામ શું?

કુતુબ—તુમારા નામ કયા?

વાઘજી—મારૂં નામ તો વાઘજી.

કુતુબ—મેરા નામ કુતુબ-

રંગલો—તમારૂં નામ કુતા?

કુતુબ—નહી નહી, અભી મેં કહેતા હું. (અવળું જોઈને વિચારે છે.) અરે ખુદા. ઈસકા નામ વાઘ, ઔર મેરા નામકુતુબ, ઓતો બડી શરમકી બાત. એસા નામ કેસે કહું?

વાઘજી—કેમ મીયાં? તમારૂં પોતાનું નામ તમે ભુલી ગયા કે શું?

કુતુબ—સુનો, મેરા નામ મેં અભી કહેતા હું.

વાઘ—હાં, કહો.

રંગલો—વિચારીને કહેજો હો, મીઆનું નામ કાંઈ જેવું તેવું નહિ હોય?

કુતુબ—મેરા નામ "પાંચ સાત સાપોલીઆ-દસે બારે હાથી ઔર દસ વીસ વાઘખાં" એસા હમારા નામ હે.

વાઘ—વારૂ, ચાલો આપણે સોબતે ચાલ્યા જઈએ.

કુતુબ—તુમારે કીધર જાના હે? ઓર ક્યા કામકું જાતે હો?

વાઘ—કચ્છના [1]રાવસાહેબની હું નોકરી કરૂં છું. તે એક મહીનાની રજા લઈને ઘેર ગયો હતો. પણ સિંધના સુમરાલોકો ઉપર રાવસાહેબને ચડાઈ કરવી છે, માટે મારા ઉપર તાકીદનો હુકમ આવ્યો તેથી હું હજુરમાં જાઉં છું.

કુતુબ—અચ્છા. તુમેરા રાવસાહેબ હમકું નોકર રખેગા?

રંગલો—ત્યારે તો પછી રાવસાહેબને બીજી ફોજ રાખવાની જરૂર પડેજ નહિ.

વાઘ—તમે શું કામ કરશો? દફતરખાનામાં કાકુ કારકુન રહેશો?

કુતુબ—હમ પઠાનકી ઓલાદકા હે. એસી હલકી નોકરી કર્યા કરને વાલે નહિ. હમતો સમશેર બજાનેકી નોકરી કરેગા. હમ જેસે તેસે નહિહે એકી પાંચસાત હજાર સ્વારકા લશકર સામી લડનેકું આવે, લેકીન હમ હટને વાલે નહિ.

વાઘ—ઠીક છે. ત્યારે તમને નોકરીમાં રાખશે.

કુતુબ—(ચાલતાં) અબ તો પાનીકી પ્યાસ બોત લગી હે, મેરા જાન જાતા હે.

રંગલો—પણે પેલો પાડો મુતરે છે, તે જઈને પીઓ.

વાઘ—હમણાં આગળ જતા એક વાવ આવશે, તેમાંથી નિર્મળ પાણી પીજો,

---

[1] જ્યાં નાટક થતું હોય ત્યાંના રાજાનું નામ લેવું.

કુતુબ—અરે ખુદા અભી તો કેતે દૂર વાવ હોયગી. મેં તો પ્યાસસેં મરજાતા હું.

રંગલો--પાણી પાણી કરતા મરશે તો મીયાં ભૂત થશે.

વાઘ—અરે "પાંચસાત સાપોલીઆં-દસે બારે હાથી-ઓર દશ વીસ વાઘબાં" સાહિબ, હીમત રાખો, હવે આ વાવ નજદીક આવી, તેમાંથી તમારી બતક ભરી લેજો.

કુતુબ—હાં *આહ તો ખરી, તુમેરે પાની પીનાં હે?

વાઘ—મેં તો હમણાંજ પેલા કુવામાંથી પીધું છે. માટે હું આંહી ઉભો છું, તમે વાવમાં જઇને પી આવો.

કુતુબ—અચ્છા. તુમ ખડા રહીએ, મેં જાતા હું. (મીઆં વાવ †તરફ જઇને પાછા આવે છે.)

વાઘ—કેમ મીયાં? પાણી પીધું કે નહિ?

કુતુબ—(ધ્રુજતો ધ્રુજતો) અભી મેરેકું બાત પ્યાસ લગી નહિ હે. ચલો, આગે કે ગામમેં પાની પીએગા.

રંગલો—રામપરા ભંકોડાના કોળી બાળી વાવમાં છે કે શું?

વાઘ—અરે પણ તમે પાછા કેમ આવ્યા? કહો તો ખરા? વાવમાં વાઘ બાઘ બેઠો છે કે શું?

કુતુબ—હેતો કુછ એસા સહી.

રંગલો—હાય હાય. મીયાને વાઘ ખાઇ ગયો હોત તો?

---

*પડદાની પાછળ વાવ છે એવી કલ્પના કરવી.

†જો ડેડકો બોલાવતાં કોઇને આવડતો હોય તો, પડદા પાછળ રહીને બોલાવવો. તે સાંભળીને મીઆં ભય ભીત થાય.

વાઘજી—વાવમાં શું છે?

કુતુબ—વાંવમે જરૂર દસ વીસ વાઘ હે.

વાઘજી—તમે શાથી જાણ્યું?

કુતુબ—હમ વાવપર ચડા, તબવાં દૂર, પાની કે નજદીક, એ સાલા બડા આવાજ કરને લગા.

વાઘજી—કેવો આવાજ કરવા લાગ્યા?

કુતુબ—(ડોકી નમાવી નમાવીને) ડરાં-,ડરાં-,ડરાં-, એસા આવાજ કરતા થા.

રંગલો—(ચાળા પાડે છે) વાઘ ડરાં,-ડરાં બોલતો હતો?

કુતુબ—ઓતો હમ બડા સમશેર બહાદૂર હે, સો ઉસકું રોકડા જવાબ દેકર આયા. દુસરેકી ક્યા મગદુર, કે જવાબ દે સકે મીયાં?

વાઘજી—તમે શો જવાબ દીધો?

કુતુબ—હમને કીયા, કે સાલે, ડરાં ડરાં ક્યા કરતે હો? હમ ડરને વાલા નહિ; ડરે ઓ તો દુસરા. હમારા બાવા બડી લડાઇ મેં મરગએ હેં. જો મેરેકું પાની ભરનાં હોય, તો વાંતેરી નજદીક આય કે, પાની ડબોલ કે ભર લેઉ, લેકિન જા, તુજે છોડ દેતા હું, એસા જવાબ દે કે હમ પીછા આયા.

વાઘ—ચાલો હું તમારી સાથે આવું. અને તમે પાણી પીઓ.

કુતુબ—અપનેકું તો અબી પ્યાસ લગી નહિ હે. હમ તો વાવમેં પેઠને વાલા નહિ.

રંગલો—પચાસ વરસની ન્હાની બાળક બીબી રંડાઈ બેસે.
વાઘ—લાવો તમારી બતક હું ભરી આવું.
કુતુબ—લો, ભર લાઓ. (તે જઈને પાણી લાવે છે)
વાઘ—એ તો ડેડકો બોલતો હતો.
કુતુબ— મે તો જાન્યા કે વાઘ હે.
વાઘજી—પાણીપીને ચાલો હવે બેક ઉતાવળા. (ચાલે છે)
કુતુબ—(ચાલતાં) ઠાકોર, તુમકું કયા પગાર મિલતા હે?
વાઘજી—મને મહિને પચાસ રૂપૈઆ રાવસાહેબ પગાર આપેછે.
કુતુબ—જબ તુમકું દુસરી નોકરી પર રખે, ઓર મેરેકું રૂ ૫૦કા
પગારકી તુમેરી જગાપર રાવસાહેબ નાં રખે? હમબી
તુમારે જેસી એક તલવાર રખેગા. ઓર હમકું ઘોડે
પર બેઠનેકું બી આતા હે.

રંગલો— उपजाति वृत्त.

स्वशक्तिनो संभव ते न जाणे,अनेक वाते अभिलाख आणे;
मानी जनो थै मगरूर माले, हरेक कामे निज हाथ घाले, ९८

કુતુબ—હમબી સબ કામમેં વાકેફગાર હે.
રંગલો—તમે વાઘજી સાથે કુસ્તી કરીને તેને જીતો, તો તેની
જગા તમને મળે.
કુતુબ—દેખ્યા તેરા વાઘલા. એક વાઘલા તો કયા? લેકીન વા-
ઘલા જેસા દસકે સાથ એકી બખત મેં કુસ્તી કરૂં.
વાઘજી—(સાંભળીને ચમકે છે)

રંગલો— दोहरो.

तेजी चमके चाबुके, टुंकारे रजपूत;
वधघट भावे वाणियो, डाक अवाजे भृत. ५९

હવે રજપુતનો દીકરો બાહલાની પેઠે સાંભળી રેહેશે નહિ.

પાવજી—આવો ત્યારે આ મેદાનમાંજ આપણે બે કુસ્તી કરીએ.

કુતબ—આજાઓ અબ.

રંગલો— उपजाति वृत्त.

डरे दिले दूराथि डेडकार्थी, वाणी वदे जे वढु वाघलाथी;
करे खरेखात विचार खोटा, मिथ्याभिमानी नर मूर्ख मोटा. ६०

(બને જણા કુસ્તી કરેછે)

રંગલો—સાબા-શ, સાબાશ. જોઇએ હવે કોણ હેઠળ પડે છે અને કોણ ઉપર ચડી બેસે છે.

કુતુબ—મેં કભી નીચે ગીરને વાલા નહિ.

રંગલો—વાહવા—હ. જાણે કે ગાયકવાડના પાડા બાઝ્યા. જો ગાયકવાડ માહારાજની સ્વારી આટલામાં આવતી હોય અને દેખે તો બંનેને રાતપ બાંધી આપે. વડોદરાના ચૌટામાં બે આખલા લડતા હતા, તેને જોઇને ગાયકવાડે ખુશી થઇને રાતપ બાંધો આપી હતી.

કુતુબ—દેખલે, અબી નીચે ડાલકે, ઉપર ચડ બેસતા હું.

(ત્યાંતો મીયાંને હેઠા નાંખીને રજપુત ઉપર ચઢી બેસેછે)

રંગલો—મીઆં, હવે શું કરવા મેહેનત કરોછો? તમે હેઠા પ- ડ્યા, અને ઠાકોર તમારા ઉપર ચડી બેઠા, માટે તમે હારી ચુક્યા.

કુતુબ—(પગ ઉંચો કરીને) અબી દેખને મેરી ટંગડી ઉંચી હે કે નહિ?

રંગલો—ખરી વાત. મીઆં નીચે પડ્યા, પણ મીઆંની ટંગડી હજી ઉંચી છે.

उपजातिवृत्त.

खता मळे तोपण खेल खेले, मिथ्याभिमानी ममता न मेले;
काढे कशाउत्तरकेरि कुंची, पड्या मियां तोपणटांग ऊंची. ६

પડદો પડ્યો.

---

ગાનારા ગાય છે

---

# अंक ६ ठो.

## संख्यादि पृच्छा.

પાત્ર—રંગલો.[1] ગંગાબાઈ.[2] જીવરામભટ.[3] રગનાથભટ,[4] સોમનાથ[5] દેવબાઈ.[6] પોલીસના બે સિપાઇઓ.[7.8]

**સ્થળ રગનાથ ભટનું ઘર.**

પડદો ઉઘડ્યો. ત્યાં રગનાથભટ સકુટુંબ, ગંગાબાઈ, તથા જીવરામભટ છે.

ગંગા—જીવરામભટ તમે અમને દેખોછો?

રંગલો—દેખેછે એનો બાપ.

જીવ—કેમ નહિ દેખતા હઇએ? કાંઇ આંધળા બાંધળા છૈએ કે શું?

ગંગા—તમે અત્યારે કાગળ વાંચી શકો ખરા?

રંગલો—કાગળતો શું? પણ અત્યારે મોતી વીંધે છે તો?

જીવ—ત્યારે અમે રાતે પુસ્તક લખીએ છૈએ તે કેમ લખાતું હશે?

સોમના—કાગળ આપું? વાંચશો?

જીવ—હા, લાવો શાવાસ્તે નહિ વાંચીએ!

સોમના—લો આ કાગળ વાંચો જોઇએ? (નાખેછે તે જીવ ના પગ પાસે પડેછે).

જીવ—લાવો કાગળ.

સોમના—એ તમારા પગ આગળ પડ્યો, નીચા નમીને લો.
જીવ—તમારી આગળ નીચા નમવાની અમારે ગરજ નથી.

રંગલો— श्लोक:

नमंति फलिनो वृक्षा, नमंति गुणिनो जनाः;
शुष्क काष्टंच मुर्खाश्च, न नमंति कदाचन. ૬૨

અર્થ—ફળવાળાં ઝાડ નમે, કે ગુણવાન માણસ નમે; પણ સુકું લાકડું, કે મૂર્ખ કદી નમે નહિ.

સોમના—(લઈને આપે છે) લો આ કાગળ.

રંગલો—જો જો ભાઈઓ, શુરદાસજી કાગળ વાંચે છે ખરે ખરો વાંચશે કે શું?

રગના—(સોમ-ને) એમાં તો ઝીણા અક્ષર છે, પેલો મોટા અક્ષરવાળો કાગળ વાંચવા આપ્યો હોત તો ઠીક.

સોમના—કાંઇ ઝીણા નથી. આંધળો પણ વાંચી શકે, એવા મોટા દીવા જેવા અક્ષર છે.

જીવ—આલો ત્યારે તમારો કાગળ, અમારે નથી વાંચવો (નાખી દે છે)

સોમના—કેમ થયું?

જીવ—તમે કહો છો કે આંધળો વાંચી શકે, એવા અક્ષર છે, તો અમે કાંઈ આંધળા નથી, કે એવા અક્ષર વાંચીએ. દેખતો વાંચી શકે એવો કાગળ હોય તે અમે તો વાંચીએ.

ગંગા—(ત્રણ આંગળીઓ બતાવીને) જીવરામભટ, આ કેટલાં આંગળાં છે? કહો જોઇએ.

જીવ—કહીએ તો તમે શું આપશો?

ગંગા—લાખેણી લાડી આપી છે, ને હવે બીજું શું આપીએ? જો અત્યારે દેખી શક્તા હોતો કહો.

જીવ—એમાં શું કહેવું છે? પાંચ છે.

ગંગા—જુઠા પડ્યા, જુઠા પડ્યા. (હસે છે)

જીવ—શી રીતે જુઠા પડ્યા?

રંગલો— दोहरो.

अभिमानीने अंतरे, भासे जो निज भूल;

तोपण तेना जीभथी, कदि नहि करे कबूल. ६ ३

ગંગા—ત્રણ આંગળીઓ ઉભી રાખીને, બે આંગળીઓ વાળીને મેં પુછ્યું હતું.

જીવ—ત્યારે અમે પણ એજ કહ્યું કે નહિ? ત્રણ આંગળીઓ ઉભી અમે દીઠી, અને બે વાળેલી દીઠી, તે બધી મળીને પાંચ દીઠી માટે પાંચ કહી. તમે ક્યારે એમ પુછ્યું હતું કે—કેટલી ઉભી, ને કેટલી વાળેલી છે?

સોમના—(પાંચે આંગળાં ખુલ્લાં રાખીને) વારૂ આ કેટલી આંગળીઓ છે, કહો જોઇએ?

જીવ—(બીજી તરફ ગણે છે) આ એક, બે, ત્રણ, અને ચાર છે.

સોમના—જુઠા પડ્યા—જુઠા પડ્યા.

જીવ—શી રીતે જુડા પડ્યા? અમે કદી જુડા પડીએજ નહિ.

રંગલો— उपजातिवृत्त.

वाचाळ जो वाद वृथाज थापे, तथापि ते सत्य करीज आपे;
भरी सभामां शतवार भूले, तथापि जीभे कदि ना कबूले. ६४

વાચાળ કદી બંધાયજ નહિ. ગમે તે રસ્તે થઇને નીકળી જાય, પણ હવે જીવરામભટ સંકડાશમાં આવ્યા. હવે છુટી શકે એવો એકે રસ્તો મને તો લાગતો નથી. હવે જુઠા ઠરી ચુકયા.

જીવ—તારા જેવા ઠગ; અમને જુઠા કહે તેથી શું થયું? પણ જ્યારે વાહિત લોકો કહે ત્યારે ખરૂં.

રંગલો—ત્યારે હવે તમારૂ સાચાપણું સાબીત કરો જોઇએ?

જીવ—સો રૂપૈઆની હોડ કર. જો અમે જુઠા ઠરીએ તો તને સો રૂપૈઆ આપીએ, અને જો તું જુઠો ઠરે, તો તારી પાસેથી સો રૂપૈઆ લઇએ.

રંગલો—જાદુગર સાથે, ને વાચાળ સાથે હોડતો કરીએજ નહિ, કહ્યું છે કે-તેની તતબીરો ઘણી હોય.

उपजातिवृत्त.

वाचालशुं होड कदी न कीजे, जादूगरोथी बळ बांधि वीजे;
सुजेन तेना सघळा शिरस्ता, विचित्र तेना छळनी व्यवस्था. ६५

સોમના—પાંચે આંગળાં ખુલ્લાં રાખીને મેં પુછ્યું હતું કે—આ કેટલી આંગળીઓ છે?

જીવ—તે ખરી વાત. અમે ચાર આંગળીઓ દીઠી માટે ચાર

કહી. અને પાંચમો તો અંગુઠો છે; આંગળી ક્યાંછે?

દેવબા—(હળવે) સોમનાથ. તારો વાટવો લાવ, તેમાં હળદરનો નમુનો છે તે.

જીવ—(કાન ધરીને સાંભળીને અવળું જોઇને) હં-વાટવો માગ્યો.

દેવબા—(હળદરનો ગાંગડો લઇને) જીવરામભટ. આ મારા હાથમાં શું છે? કહો જોઇએ?

જીવ—વારે વારે અમે નથી કહેતા જાઓ.

દેવબા—હવે એકવાર કહો તમને મારા સમ.

જીવ—તે છે તે તમારે—વાટવો છે.

દેવબા—જુઠા પડ્યા, જુઠા પડ્યા. (સઉ ખડખડ હસેછે.)

જીવ—અમારી આટલાં વર્ષની ઉમર થઈ, તેમાં અમે કદી, કોઇ ઠેકાણે જુઠા ઠર્યા નથી. શી રીતે જુઠા પડ્યા, કહો જોઇએ?

રંગલો—જીવરામભટ કદી જુઠા પડેજ નહી.

દેવબા—આતો હળદરનો ગાંગડો છે, ને તમે પાન સોપારીનો વાટવો કેમ કહ્યો?

જીવ—તમે ઘરડાં થયાં, માટે અમે જાણીએ છૈએ કે તમારૂં કાનપરૂં ઉજડ થયુંછે. તમે પુરૂ સાંભળતાં નથી. તમારો વાંક નથી, ઘડપણમાં સઉને એમ થાય

કહ્યું છે કે- (આ છપો બોલતાં, ભુજ, પાવ, વગેરે શબ્દો બોલતાં તે તે અંગઉપર હાથ ધરી બતાવેછે)

छपो.

भुजनो भागे भर्म, पडे पावागढ पोचो;
पेटलादमां पाके, न पाक; लागे लोचो;
*जूनागढनो जुक्ति, बधी बदलाइ जाशे;
कपड, वणजनी, कशी, नहीं खरखबर रखाशे;
खळभळशे बळ खंभातनू, कानपरूं काचुं थशे;
छेल्ली वयमां कच्छ छूटशे, सुरत सर्व जर्जरि जशे. ६६

દેવબા—શાથી જાણ્યું કે અમે બ્હેરાં છૈએ?
જીવ—અમે ક્યારે કહ્યું કે-પાન સોપારીનો વાટવો છે?
દેવબા—ત્યારે તમે શું કહ્યું?
જીવ—અમે તો કહ્યું કે તે તમારે વાટવોછે, વાટ્યાવિના આ-
ખોને આખો વાવરવા નથી.
રંગલો—જુઓ, જીવરામભટ સાચા ઠર્યા ખરા?
ગંગા—(લોટો લઇને) જીવરામભટ, આ મારા હાથમાં શું છે?
જીવ—તમારા હાથમાં ધૂળ છે.
ગંગા—હવે હાર્યા કે?
જીવ—તમે હાર્યા, અમે તો કાંઇ હાર્યા નથી.
રંગલો—જીવરામભટ હારેજ નહિ.
ગંગા—ત્યારે કહોને? મારા હાથમાં શું છે?

---

*જુઓનો ગઢ— માથાના વાળ

જીવ—કહ્યું નહિ! કે તમારા હાથમાં ધૂળ છે.
ગંગા—આતો પીતળનો લોટો છે?
જીવ—અજ્ઞાની સાથે શી વાત કરીએ? જ્ઞાની હોય તે સમજે.
ગંગા—કેમ વારૂ?
જીવ—તમારી આંખમાં વિકાર છે, માટે તમે લોટો દેખોછો. નહિતો કહ્યું છે કે-

उपजातिवृत्त.

धात्वादि द्रव्यो बुध धूळ देखे, अनेक आत्मा चिद ब्रह्म लेखे;
दृष्टी विकारे जुजवां जणाशे, अज्ञानीने भेद अनेक भासे. ६७

માટે અમે તો સઘળા પદાર્થો ધૂળનાજ દેખીએ છીએ. ધૂળમાંથી પેદા થાયછે, ને અંતે ધૂળની ધૂળ.
રંગલો—સાબાશ, બ્રહ્મજ્ઞાની, સાબાશ!
દેવબા—જીવરામભટ, તમે બડા હુશીઆર તો ખરા.
રંગલો—હજી તો એની હુશીઆરી આગળ જતાં વધારે ખીલશે, જુઓ તો ખરાં.
જીવ—કેમ વારૂ?
દેવબા—તમે કોઈ વાતે બોલતાં બંધાતા નથી.
જીવ—બોલતાં બંધાય એ તે વળી મરદ કહેવાય કે?
રગનો—જો વળી સારી પેઠે ભણ્યા હોત, તો પૃથ્વી ઉપર પગ મુકત નહિ, અધર ને અધર ચાલત.

રંગલો— उपजातिवृत्त.

कुमारजा, पुत्र कदी जणेजो, कुपात्र विद्या वधर्ता भणे जो;
अधर्मिने जो अधिकार आवे, जुलूम झाझो जगमां जणावे. ६८

દેવમા—અમારા સોમનાથને છ મહિના તમારી પાસે રાખીને, તમારા જેવા હુશીઆર કરશો?

જીવ—તમારા સોમનાથમાં શો માલ છે?

રંગલો—આ વરરાજામાં બહુ માલ છે.

સોમના—(જીવ-ને) ત્યારે તમારામાં શો માલ છે? શુકરવારની ગુજરીમાં લઈ જઇને વેચ્યા હોય, તો કોઈ બે પૈસા પણ આપે નહિ.

જીવ—અરે અહિં આવતાં રસ્તામાં એક ગામ આવેછે, ત્યાંના તળાવની પાળે કોઈએક પરદેશી સરદાર ઉતર્યો હતો, તેની આગળ કીમીઆની વાત નીકળી, ત્યારે અમે કહ્યું કે-બરાબર સામાન હોય, તો અમે રોજ પાંચ રૂપૈઆભાર રૂપું બનાવી આપીએ.

રંગલો—ત્યારે તો તું જ ભીખારી શેનો હોત?

સોમના—પછી તે સરદારે શું કહ્યું?

જીવ—તેણે કહ્યું કે-ત્યારે તો મહારાજ, કોળી લોકો રાતમાં ખાતર પાડીને, તમે સુતા હો તે ખાટલાસુધાં, જેમ ચિત્રલેખાં અનિરૂદ્ધને ઉપાડી ગઈ હતી, તેમ તમને ઉપાડીને લઈ જઇને પરદેશમાં વેચી આવે, તો તેને બે

હજાર રૂપૈઆ મળે. કેમકે તમને વેચાતા રાખનારને રોજ પાંચ રૂપૈઆભાર રૂપું મળે.

સામના—બીજા કોઇ તે વખતે ત્યાં હતા કે?

જીવ—કોળી લોકો રાતે ચોકી કરવા આવેલા, તેઓ ત્યાં હતા.

સામના—ત્યારે તે કોળીલોકો, રાતમાં તમારો ખાટલો ઉપાડી જઇને, તમને પરદેશમાં વેચી આવશે તો શું કરશો?

જીવ—અરે દસકોળી આવ્યા હોય, તો હું એકલો અનિરૂદ્ધની પેઠે ભોગળ લઇને ધુમું, ને તેઓને મારીને કાઢી મુકું. એનો શો ભાર છે?

દેવબા—(ખાટલો પાથરી આપે છે.) જીવરામભટ. હવે તમે આ ખાટલા ઉપર સુઇ રહો. આ પાણીનો લોટો તમારે વાસ્તે ભરીને મુક્યોછે. હવે તમારે કાંઇ જોઇએ છીએ?

રંગલો—જીવરામભટને ખાસડાનો માર જોઇએછીએ.

જીવ—ના, હવે કાંઇ જોઇતું નથી. જાઓ તમે તમારે સુઇ રહો; ઘણી રાત ગઇ છે.

ગંગા—(હશીને) જાગતા સુજો. ચોર લોકો આવીને તમને ઉપાડી જાય નહિ.

જીવ—તમે જાગતાં સુજો, તમને ઉપાડી જાય નહિ.

ગંગા— હવે હું મારે ઘેર જાઉછું.

દેવબા—સવારે આવજે.

ગંગા—અરે જીવરામભટ આવ્યા છે, માટે સવારે તો બધાં

મોહલ્લાની બાઈડીઓ અને છોકરાં જોવા આવશે, અને હું પણ આવીશ. (તે જાયછે)

(પથારીઓ કરીને સઉ સુઈ રહેછે)

જીવ—(વિચારે છે) હજી સુધી ઈશ્વરે આપણો ટેક રાખ્યો છે, હજી આપણી ખોડ કોઈના જાણવામાં આવી નથી.

રંગલો—એ પગે ચાલે એટલાંજ માણસો જાણે છે.

જીવ—હવે દહાડો ઉગ્યે સુતા ઉઠીશું. એટલે તો આપણે સાત પાદશાહના પાદશાહ છૈએ.

રંગલો—ઠગનો પાદશાહ.

જીવ—તોપણ આજની રાત જાય, ત્યારે પાર પડ્યા કહેવાઈએ. કહ્યુંછે કે—

उपजातिवृत्त.

जरातरा जोखममांहि छैये, त्यां सूधि चिंता चितमध्य लैये;
अपार सिंधू जळ नाव तारे, कदापि बूडे पाछि जै किनारे. ६१

जीव—(ऊंघी जाय छे, तेनां नसकोरां जोरथी बोले छे)

રંગલો—હવે બધાં શબાકાર થઈ ગયાં.

चौर्य प्रसंग.

જીવ—(જાગીને) અરે પ્રભુ લઘુશંકા કરવા બાજે જવાની જરૂર છે. હવે બાળ શી રીતે જડશે? કદાપિ બાજે જઈ પહોચીએ, પણ પાછા આવતાં આ ખાટલો નહિ જડે, અને કોઈક બીજાની પથારીએ જઈ ચડીએ, તો મોટી ફજેતી થાય. હવે શું કરવું?

હે ઇષ્ટદેવ, હવે તું મારી લાજ રાખજે. વારૂ, આ પાઘડીનો છેડો ખાટલાના પાયા સાથે બાંધીએ, અને બીજો છેડો હાથમાં રાખીને ખાળે જઈએ. (તેમ* કરે છે) (વચમાં પાડી આવીને પાઘડી ચાવીને બે કટકા કરે છે).

જીવ—અરે પ્રભુ, હવે શું કરીશું? ખાટલો શી રીતે જડશે! હવે પૂરી ફજેતી થવાની. (ફાંફાં મારતો સાસુના ઉપર જઈને પડે છે) (મશાળ બુઝાઈ જાય છે).

દેવબા—(બૂમ પાડીને) અરે ચોર છે, ચોર છે, જાગો, જાગો. (એમ કહીને નાસે છે).

સોમના—મારો, મારો, મારો. માજી દીવા કરો, દીવા કરો. (ઝાપટે મારે છે).

રગના—પોલીસના સીપાઇઓ, આવી પહોચ્યા પહેલાં આને હાથરસ લઇલો. એના શરીરનું એકે હાડકુ સાજું રાખશો નહિ. (ઝાપટે મારે છે તથા લાકડીએ).

રંગલો—મારો, મારો, મારો. (તે પણ મારે છે).

જીવ—અરે હું છું, એતો હું છું, મેં સાસુજીને લાત મારી હતી માટે માફી માગવા આવ્યો છું. (તે કોઈ સાંભળતું નથી).

રગના—ચોરીની માફી હોય નહિ. મારો, મારો, મારો.

દેવબા—દોડજો, દોડજો, ચોર છે, ચોર છે.

પોલીસના બે સીપાઇઓ (‡બારણાં ઠોકે છે) બારણાં ખોલો, બારણા ખોલો.

---

*માથે ચાદર ઓઢીને જાય. ‡પડદા પાછળ રહીને બોલે.

દેવબા—(બારણું ઉઘાડે છે).

સીપાઇ—(આવીને) કીધર હૈ ચોર? કીધર હૈ ચોર?

સોમના—આ રહ્યો સાહેબ, આ રહ્યો સાહેબ.

રગના—પકડીજાઓ, પકડીજાઓ.

સીપાઈ—પકડીને હાથ બાંધેછે, અને બીજાં સઉ કળબળાટ કરે છે.

દેવબા—અરે મારા પગમાંથી કલ્લાં કાઢતો હતો.

સોમના—હું ઉઠ્યો તેવો મેં તરત નજરે દીઠો.

એકસીપાઈ—(બાંધી, લઇને જાયછે) (બીજા ઉભા રહેછે.)

રગના—અરે દીવો કરીને ઘરમાં તપાસ કરો, શું શું ગયું.

સોમના—મને ધબકારા જણાતા હતા, તેથી હું જાણુંછું કે—સાત, કે આઠ ચોર ઘરમાં પેઠા હતા, પણ બીજા નાશી ગયા, અને એ એકજ પકડાયો.

રગના—પગીને બોલાવો, પગેરૂં કહાડવું પડશે.

સોમના—અરે એક હજામને બોલાવો, મશાલ કરવી પડશે.

રગના—રસોઇ કરવાનાં વાશણ તપાસો, છે, કે ચોર લઇ ગયા?

દેવબા—(પડદામાં જઇ આવીને) વાસણ તો બધાં રહ્યાં છે, મેં ગણી વાળ્યાં.

સોમના—અરે મારી ભણવાની પોથી પણે હતી તે છે કે નહિ?

દેવબા—પોથી તો આ રહી.

રગના—પેલા હાંલ્લામાં જનોઇના જોટા ૩ હતા, તે છે કે ગયા? તપાસ કરો.

દેવબા—જનોઇના જોટા તો રહ્યા છે.

સોમના—અરે વિભૂતીના ગોળા, દેવપૂજાની ઓરડીમાં હતા, તે તપાસો, છે કે ચોર લઈ ગયા?

રગના—વિભૂતીના ગોળા તો રહ્યા છે, રહ્યા છે, અને ગૌમુખી, ને આસનીયું પણ રહ્યું છે.

દેવબા—અરે આ ખાટલામાં જીવરામભટ સુતા હતા, તે ક્યાં ગયા?

રગના—ચોરની બીકથી નાશીને, ખાટલા હેઠે, કે બીજે ક્યાંઇ સંતાઇ રહ્યા હશે.

સોમના—ઓ જીવરામભટ-ઓ જીવરામભટ-આટલામાં તો ક્યાંઇ જણાતા નથી.

રંગલો—જીવરામભટ ગયા, જમરાજાને ઘેર; હવે ત્યાં એને મિથ્યાભિમાનનું ફળ સારી પેઠે મળશે.

રગના—આ ખાટલાને પાયે પાઘડીના અરધો કટકો બાંધેલો છે-આનું શું કારણ હશે?

સોમના—જરૂર પેલા કોળી લોકો જીવરામભટને ચોરીને લઇ ગયા. આ ખાટલાને પાયે પાઘડીના કડકા બાંધીને, ખાટલો ઉચકી જવાનો વિચાર કર્યો હશે, પણ તેમ બની શક્યું નહિ હોય, તેથી તેમને ઉચકીને લઈ ગયા.

દેવબા—અરે હાય હાય, બે હજાર રૂપૈઆ ખરચતાં પણ એ જમાઈ હવે આપણને ક્યાંથી મળે?

રંગલો—ખરી વાત છે, એના જેવો મિથ્યાભિમાની જગતમાં

મળવાનો નહિ.

રગના—હવે એને વેગળા દેશમાં લઇ જઇને વેચશે, એટલે તે ચોર લોકોને બે હજાર રૂપૈઆ મળશે.

દેવબા—(છેડોવાળીને) પરૂણા રે—તારૂં મોઢૂં હવે હું ક્યાં દેખીશ? ઉં હું હું હું.

રગના—છાની રહે, છાની રહે, મુઆ પહેલી મોકાણ શી?

રંગલો—અરે કરવા દો નં, આગળથી કરી મુકી, એટલે પછીથી કરવી મટી.

સીપાઇ—તુમેરી કુછ માલમતા ગયી હોય સો અબી કહો, કીતને રૂપૈએકી મત્તા ચોરાઇ?

દેવબા—અરે ભાઇ. અમારી એક એવી ચીજ લઇ ગયા, કે બે હજાર રૂપૈઆ ખરચતાં પણ મળે નહિ.

સીપાઇ—અછા મેં જમાદારકું કહુંગા.

દેવબા—તે ચોરને પકડીને ક્યાં લઇ ગયા?

સીપાઈ—ઉસકું અબ કાચી કેદમે રખેગા. ઓર ખૂબ માર મારેગા, તબ ચોરીકા માલ કબુલ કરેગા. નહિતો ઓ સાલા કબી માનતા નહિ.

રગના—સરકારનો એવો હુકમ હશે કે?

સીપાઈ—સરકારકા કાયદા તો બડા ખરાબ હે, ચોરકું મારનેકા હુકમ નહિ. ગાયકવાડી રાજમે એસા હે કે-ચોર લોક પકડાયા કે—પેટમેં બખ્ખાં મારતા હે, ઓર ગરમ તેલ છીટતા હે, તબ ચોરલોક તુરત ચોરીકા માલ

નીકાલ દેતા હે.

રંગલો—ઠીક છે, આ ચોરને પણ એમ કરજો, તે એજ લાગનો છે.

સીપાઇ—સામલાજીકા થાણદારને ચોર પકડાથા, સો ચોરીકી બાત બીલકુલ ઇનકાર કરતાથા. પીછે થાણદારને જબ ખૂબ માર મરાયા, તબ દોહજાર રૂપૈએકા માલ નીકાલ દીયા. દુસરા રાજા હોવે તો એસા થાણદારકું બડા ઇનામ દેવે. લેકીન સાદરાકા સાહેબ કે આગે ચોર લોકને જાહેર કીયા, કે હમકું માર મારકે ચોરી કબુલ કરવાઇ.

રગના—પછી સાહેબે શો હુકમ કર્યો?

સીપાઇ—સાહેબે સો થાણદારકું છે મહીનેકી સખત મજુરી સાથે કેદકી સજા કીની, ઓર નોકરીસેં બતરફ કીયા.

રગના—એતો બહુ ખોટું કર્યું.

સીપાઇ—જોધપુરકા મહારાજકા એસા કાયદા હે કે-એસા કોઇ ચોર પકડાયા, કે તુરત વે ચોરકું લીલ કાંટેમે જલાઇ દેનાં; બસ, દુસરા કુછ પુછનાઇ નહિ. જબ સે મુલકમેં કોઉ ચોરી કરતા નહિહે.

અંગ્રેજ સરકાર કે રાજમેં બડા અંધેરહે. કહતાહે કે—ચોરને ચોરી કીયા—ઇસકા સાહેદી લાઓ. સો ચોરકા સાહેદી કાંસે મીલે? કુછ ચોર લોક સાહેદી પુરને વાલેકું ભેલીલેતા આતાહે કે કયા?

સોમના—હવે આ ચોરીનો મુકદમો ક્યારે ચાલશે?

સીપાઇ—કલ દસબજે ફોજદાર સાહેબકી કચેરીમેં હાજરહોના.

સોમના—ઠીક છે આવીશું. (સીપાઇ જાય છે).

રંગલો—સોમનાથ ભટ, તમે બડી બહાદુરીથી ચોરને પકડ્યો છે હો! અને આ ઠેકાણે તેનો વાંસો પણ ઠીક હળવો થયો છે.

રંગના—તેના નશીબથી મારા હાથમાં તે સમે લાકડી સારી આવી ગઈ.

સોમના—અરે મેંતો એવો એને માર્યો છે કે—સોવસા તો તે જીવશે નહિ, પણ કદાપિ જીવતો રહેશે, તો આપણા ઘર સામું ફરીથી કોઇ દહાડે જોશે નહિ.

પડદો પડ્યો.

---

ગાનાર ગાય છે.

---

# अंक ७ मो.

**પાત્ર.**—૧ફોજદાર—૨શિરસ્તેદાર—૩પોલીસનાસીપાઈઓ ૨-૫રગનાથભટ, ૬સોમનાથ. ૭જીવરામભટ. ૮રંગલો.

**સ્થળ ફોજદારની કચેરી.**

પડદો ઉઘડ્યો—ત્યાં ગાદી તકીઆ ઉપર ફોજદાર અને શિરસ્તેદાર બેઠા છે, આગળ દફતરો પડ્યાંછે. અને પોલીસનો એક સીપાઈ ઉભોછે.

ફોજદાર—(શીરસ્તેદારને) પેલો†સાગો લુટાયો હતો, તેના ચોર કાચી કેદમાં છે, તેનુ કામ કાઢો.

શીરસ્તેદાર—સીપાઇ-જમાદારને બોલાવો.

સીપાઇ—અછા સાહેબ. (જાયછે).

જમાદાર—(આવીને) સલામ સાહેબ.

ફોજદાર—કેમ જમાદાર પેલા સાગો લુટનારા ચોર કાંઈ કબુલ કરે છે નહિ?

જમાદાર—અરે ખાવિંદ, ઓતો બડા લુચાહે.

ફોજદાર—બધા ચોરલોકો હવેઅંગરેજી કાયદાથી વાકેફ થયાછે માટે એમતો કબુલ કરવાનાજ નહિ. જ્યારે તેમના ઉપર ગાયકવાડી ખુંબ ચલાવીએ ત્યારેજ ચોરી કબુલ કરે.

જમાદાર—મેરી ઉમરમેં તો કોઇ એસા દેખ્યા નહિ હે, કે

---

† કોઈ સાહુકારનું નાણું પરગામ લઇજતાં રસ્તામાં લુટાય તે.

ગાયકવાડી ચલાયે બિન ચોરી કબુલ કરી હોયગી.

ફોજદાર—આ ચોરો ઉપર તેમ કર્યું કે નહિ?

જમાદાર—હા, સાહેબ, જબ મરજાય એસા માર માર્યા, તબ-સબ બાત કબુલ કીની. ઓર ચોરીકા મુદાબી બતાતા હે.

(રંગનાથભટ, નેં સોમનાથ આવે છે).

રંગના—આશીર્વાદ, રાજાધિરાજ.

ફોજદા—આવો મહારાજ, પગે લાગું.

સોમના—અન્નદાતા, અમેઘણી વાર થઈ બહાર આવીને બેશી રહ્યા છૈએ. હવે અમારી ચોરીના મુદાનો તપાસ થવો જોઇએ.

ફોજદા—કેટલા રૂપૈઆનો તમારો માલ ચોરાયો છે?

રંગનાથ—રાજાધિરાજ, બેહજાર રૂપૈઆ ખરચતાં મળે નહિ, એવી ચોરી થઇછે.

ફોજદા—અરે રામ રામ. બિચારા બ્રાહ્મણને ભીખ માગતા કર્યા તો—અરે જમાદાર?

જમાદાર—હાજર સાહેબ.

ફોજદા—ગઈ રાતે આ બ્રાહ્મણને ઘેરથી ચોર પકડાયો, તેને તમે કાંઈ સમજુતી આપી કે નહિ?

જમાદા—અરે ખાવિંદ. સારી રાત સમજાયા, ઓર અબીતલક સમજાયા, લેકીન ઓતો કુછ કબુલ કરતાઈ નહિ.

ફોજદા—(રંગના-ને) કેટલા ચોર તમે દીઠા હતા?

સોમના—અન્નદાતા, ચાર કે પાંચ ચોર હતા, એવું અમને લાગે છે.

ફોજદા—(જમાદારને) બીજા ચોરોનાં નામ તે ચોર બતાવે છે કે નહિ?

જમાદા—નહિ સાહેબ, કુછ નહિ બતાતા. ઉલટા એ બમનકું ગાલીઆં દેતા હે. સો સુનકે હમકું બોત ધુસ્સા લગતા હે.

ફોજદા—તે શું કહે છે?

જમાદા—એતો સાલા કહેતા હે કે-મેંતો એ બમનકા જમાઈ લગતા હું.

ફોજદા—ત્યારે એના ઉપર ગાયકવાડી ખૂબ ચલાવોને? તે વિના કાંઈ કબુલ કરશે?

રંગલો—(જમાદારને) હું, એતો, તમે તમારે આંખો મીચીને ખૂબ માર મારોને? પછી બધાં સારાંવાનાં થશે.

જમાદા—ખાવિંદ, બોત ગાયકવાડી ચલાઈ. એતી તો હમને અબીતલક કોઈ ચોર ઉપર ચલાઈ નહિ હે.

ફોજદા—જાઓ જાઓ, તેને બેક વધારે સમજુતી આપો, અને ગમે તેમ કરી ચોરીનો માલ પાછો આપે એવું કરો. તો તમને ઈનામ અપાવીશું, અને વળી તમારી તારીફનો રીપોટ કરીશું, તેથી તમને મોટા પગારની જગો મળશે. અથવા ખાન બહાદુરનો ખેતાબ મળશે.

જમાદા—અછા સાહેબ, આપકી મહેરબાની. (તે જાયછે)

રગના—ગો બ્રાહ્મણ પ્રતિપાળ, જ્યારે તે ચોરને ખૂબ દમ ભીડાવશે, ત્યારે તે ચોરીનો મુદો કબુલ કરશે, નહિ તો નહિ કરે.

ફોજદા—જમાદારને કાંઈ કહેવું પડે એમ નથી. ચોરને મરણ તોલ માર મારશે. પછી તો તમારૂં નશીબ.

રંગલો—ખરી વાત છે. કાંતો નશીબ ઉઘડે છે, નેં કાંતો ફુટેછે.

સોમના—અન્નદાતા જગતમાં રહી શકાય નહિ, એવી અમારે માથે થઈ છે.

ફોજદા—હા મહારાજ હા, બે હજાર રૂપૈઆની ચોરી, તે શું કાંઈ ન્હાની સુની વાત છે? એતો તમ જેવા ગરીબ માણસને મનખાતાગ ગયા જેવું.

જમાદા—(આવીને) ખાવિંદ એતો મુઆ જેસા હો ગયા, લેકીન કુછ મુદા કબુલ કરતા નહિ.

રંગલો—હજી કાચું હશે, છેક મરી ગયો નહિ હોય.

ફોજદા—ત્યારે આપણે શું કરીએ? ભોગ આ બિચારા ગરીબ બ્રાહ્મણોના, એનાં નશીબ.

રગના—અન્નદાતા, અમે માર્યા જઇએ છીએ.

ફોજદા—ભોગ તમારા હવે અમે શું કરીએ?

સોમના—હજી એક વધારે ધમકી દેવરાવો તો?

ફોજદા—હવે વધારે તે કેટલી ધમકી દેવરાવીએ? કહેછે કે તે ચોર મુઆ જેવો થઈ ગયો. કદાપિ કાચી કેદમાં મરે

જાય, તો અમે ગુનેહગાર ઠરીએ. અને તમારા સારૂ નોકરી ખોઇ બેશીએ. પછી ત્રણખુણાની ટોપી કોઇની નહિ, તે તમને ખબર છે?

રગના—ત્યારે શું કચેરીમાં આવીને તે ચોરીનો મુદો કબૂલ કરશે?

ફોજદા—કચેરીમાં તો કોઇ કબુલ કરે નહિ. એવો કોણ ગાંડો હોય કે-જાણી જોઇને' ચોર થાય? તમારી તરફનો પૂરાવો મજબુત હશે તો તે ચોરને કેદની શિક્ષા થશે. પણ ચોરીનો માલ હાથ આવવાનો નહિ.

સોમના—ચોરને કેદની શિક્ષા થાય, તેમાં અમારા ઘરમાં શું રંધાયું?

રગના—(સોમ-ના કાનમાં) જરૂર જમાદારને તે ચોરે લાંચ આપી. નહિતો બીજા લોકોની ચોરીનો મુદો કબુલ કરાવે છે, અને આપણો કેમ કબુલ ના કરાવે?

સોમના—હા, ખરેખરૂં એમજ થયેલું. ફોજદારનો પણ માંહિ ભાગ હશે.

રંગલો—(સભા સામું જોઇને) આ ગામના ફોજદાર સાહેબ, કે તેમના કારકુન કોઇ આટલામાં છે કે? કેમ સાહેબ તમને એમાંથી કાંઈ મળવાનું ખરૂં કે? જો મળવાનુ હોયતો તેમાંથી આ નાટકમંડળી ઉપર પણ કાંઇક મહેરબાની કરજો.

રગના—તેથીજ ફોજદાર ઢીલું મુકે છે તો.

સોમના—અંગરેજી રાજમાં બહું અંધેર છે. વોળે દહાડે આ રીતે લાંચો લેવાય છે, પણ કોઇ પુછનાર નથી.

રંગલો—હશે, ઉમદા માણસના ઘરમાં હશે, તો કાંઇક આપણો પણ દહાડો વળશે.

ફોજદા—(જમાદારને) હવે તે ચોરને કચેરીમાં લાવો.

જમાદાર—ખાવિંદ, ઓ ચલસકે એસા નહિહે, બાત આજારીહે.

ફોજદા—વારૂ, ખાટલામાં ઘાલીને લાવો.

જમાદાર, તથા સીપાઇ. (બંને જઇને ખાટલામાં ઘાલીને, ઉપર ચાદર ઓઢાડીને લાવે છે)

ફોજદા—પણે એક ખુણે ખાટલો મુકો. (તે મુકે છે)

રંગલો—અરે લઇ જાઓને પરભાર્યા મસાણમાં, નહિતો આ કચેરીના લોકોને અભડાવશે.

જીવરા—(ઝીણેસ્વરે) અરે, મને મારી નાંખ્યોરે બા—પ

રંગલો—આ મિથ્યાભિમાનનું ફળ.

જમાદા—(ધમકી દઇને) છાનામાના પડ રેહે.

ફોજદા—તે શું કહે છે?

જમાદા—ઓ તો સાલા કહેતા હે કે મેરેકું માર ડાલા.

રંગલો—અરે સારાં નશીબ જાણને, કે આટલો જીવતો રહ્યો છે. નહિતો કાચી કેદમાંથી તો કઇક પરભાર્યા મસાણમાં ગયેલા છે, તેનો પત્તોજ લાગ્યો નથી.

ફોજદા—(શીરસ્તેદારને) કાંઇ ફીકર નહિ, જુબાની લેતાં પણ કદાપિ એમ બોલે, તો તે વાત લખવાની જરૂર નથી.

કેમકે એતો બધા ચોરલોકો એવું બોલવા શીખ્યા છે કે–મુદો કબુલ કરવાસારૂ મને માર માર્યો.

શીરસ્તેદા—રગનાથભટ. પહેલી તમારી જુબાની લખાવો.

રગના—અમારાં કર્મ કૂટ્યાં, હવે અમારે શી જુબાની લખાવવી છે?

રંગલો—હજીતો કર્મ ફુટવાનાં આગળ છે.

રગના—આ હાથોહાથ ચોર પકડાયો છે, તોપણ અમારા ગરીબ માણસની ચોરીનો ક્યાં પત્તો લાગવાનો છે?

આ રાજમાં પૈસા હોય, તેનો છોકરો ઘુઘરે રમે.

ફોજદા—મહારાજ, સમાએ જુબાની લખાવો, નહિતો બેઅદબી બોલશો, તો શિક્ષા થશે.

સોમના—સમય તો એવોજ છે. કે "ઉઠ્યો ચોર કોટવાળને દંડે"

શીરસ્તે—તમારૂં નામ રગનાથભટ?

રગના—હા, મારૂં નામ રગનાથભટ. (તે લખેછે)

શીરસ્તે—તમારા બાપનુ નામ?

રગના—અમારા બાપનું નામ અમથારામ.

શીરસ્તે—જાતે? બેડાવાળ, ગોમતીવાળ, રાયકવાળ કે પતેવાળછો?

રગના—અમે લાકુવાળ બ્રાહ્મણછૈએ. (હાથે લાડવો વાળી દેખાડે છે)

શીરસ્તે—તમારી ઉમર કેટલાં વરસની થઇ?

રગના—આશરે પચાસ વર્ષ થયાં હશે. પછી દશ વીશ આમ કે દશ વીશ આમ.

શીરસ્તે—તમારો ધર્મ?

રંગના—મિષ્ટાન્નપંથીનો ધર્મ અમે પાળીએ છીએ.

શીરસ્તે—શો ધંધો કરોછો?

રંગના—પત્રાળી ભરવાનો.

શીરસ્તે—ક્યા મોહોલામાં રહોછો?

રંગના—ઢેઢપરીમાં.

શીરસ્તે—કહો કે પરમેશ્વર માથે રાખીને સાચે સાચું લખાવીશ.

રંગના—પરમેશ્વર માથે રાખીને આ રાજના દસ્તુર પ્રમાણે સાચે સાચું લખાવીશ.

શીરસ્તે—કહો કે જુઠું લખાવું તો મને પરમેશ્વર પુછે.

રંગના—જેવો તમને પરમેશ્વર પુછે, એવો અમને પણ પરમેશ્વર પુછે.

શીરસ્તે—કહો શી રીતે થયું?

રંગના—ગઈ રાતે અમારા ઘરમાં ચોર પેઠા હતા.

શીરસ્તે—કેટલા ચોર હતા?

રંગના—આશરે ચાર કે પાંચ ચોર હતા. પણ ખરેખરો તો એકજ અમારા જોવામાં આવ્યો.

શીરસ્તે—પછી શું થયું?

રંગલો—પછી શું થયું તે શું? ખૂબ હાથરસ લીધો.

સોમના—(રંગનાથ-ના કાનમાં) બાઈડીઓનું નામ દેશો નહિ. નહિ તો બાઈડીઓને કચેરીમાં બોલાવશે.

રગના—પછી અમે બુમો પાડી, એટલે બીજા ચોર નાશી ગયા, અને એક પકડાયો.

શીરસ્તે—કોણે પકડ્યો?

રગના—ચોકીના સીપાઇઓ આવી પોહોચ્યા તેઓએ પકડ્યો.

શીરસ્તે—ઘરમાં દીવો હતો? કે અંધારૂં હતું?

રગના—અંધારૂં હતું. દીવો ઓલાઈ ગયો હતો.

રંગલો—એતો અંધારે ઓહેરૂં કુટાઇ ગયું.

શીરસ્તે—ક્યાંઇ ખાતર પાડ્યું છેકે ક્યાં થઇને પેઠા?

રગના—ખાતરતો ક્યાંઇ પાડેલું જણાતું નથી.

શીરસ્તે—સીપાઇ આવ્યા, ત્યારે ખડકીનુ બારણું બંધ હતું કે ઉઘાડું હતું?

રગના—બારણું બંધ હતું, તે સીપાઈઓએ બારણું ઠોક્યું, એટલે અમારી ઘરવાળીએ, ના, ના, મેંજ ઉઘાડ્યું હતું.

રંગલો—જો જો, પરમેશ્વર માથે રાખીને સાચે સાચું બોલજો.

શીરસ્તે—ત્યારે ચોર કીયે રસ્તે થઇને નાશી ગયા?

રગના—તેતો અમને કાંઇ ખબર પડી નહિ.

રંગલો—નશીબમાંથી ઉતર્યા હતા, અને નશીબને રસ્તે ગયા.

શીરસ્તે—તમે ચોરને ઓળખી શકશો કે?

રગના—એમાં શું ઓળખવું છે? સીપાઇઓ અમારા ઘરમાંથી પકડી ગયા એજતો. આ ખાટલામાં સુતો છે તે.

રંગલો—હા, એને ફાંશી દેવાનો અત્યારે હુકમ કરો, તો રગનાથભટ બહુ રાજી થાય.

શીરસ્તે—તમે ખાટલા પાસે જઈને, એનુ મોં જુઓ.
રગના—રાતે અંધારામાં અમે ચોરનુ મોં દીઠું નથી.
શીરસ્તેદાર—ત્યાં જઈને જુઓ, કાંઇ પણ નિશાની બતાવી શકોછો?
રગના—(ચોરનુ મોં જોવા જાયછે)
રંગલો—મશાલ પાસે રાખીને, ખુબ નિહાળીને જો જો. લાવો બીજી બે ચાર મશાલો કરાવીશું?
રગના—(ચાદર ઉંચી કરી, મોં જોઈને) અરે જીવરામભટ, તમે ક્યાંથી?
રંગલો—ક્યાંથી તેક્યાંથી? ચિત્રલેખા હરણ કરી લાવી.
જીવ—અરે, મારા મિથ્યાભિમાને મને આદશાએ પહોચાડ્યો, હું હવે બીજા કોઇનો વાંક કાઢતો નથી.
રંગલો—હવે સમજ્યો. આટલા દહાડાનો ખબર પડતી નહોતી,
રગના—(ફોજદારને) મહારાજ, આતો અમારો જમાઇછે. તેને જ ચોર લઇ ગયા હતા. બીજી કાંઇ જણશ અમારી ચોરાઇ નથી.
ફોજદાર—(શીરસ્તે દારને) હવે કેમ કરવું?
રંગલો—કેમ કરવું તે શું? હવે શીરસ્તા પ્રમાણેજ તો.
શીરસ્તે—આ કામ અધરથી કહાડી નાંખવું પડશે. નહિતો વળી એમાંથી સો લફરાં જાગે.
ફોજદાર—એને ઘેર લઇજવા દેશું કે ?
રંગલો—અરે અહીં કચેરીમાંજ ઓઢી ,ચાલો ને.

શીરસ્તે—ન બાઈજીવા દઈએ તો થોડી વારમાં મરી જાય એવો છે. અને જો કામના કાગળો રાખીએ, તો સાહેબ કહેશે કે-જાહેર કર્યાં વિના ઘેર જવા કેમ દીધો?

ફોજદાર—ખરી વાત છે, એમજ કરવું પડશે. વારૂ §દફતરદાર સાહેબની સલાહ લેશું!

રંગલો—એમાં ગફલતદાર સાહેબની સલાહ શી લેવીછે? મારીજ સલાહ લોને.

શીરસ્તે—એમાં દફતરદારની સલાહ લેવાની જરૂર નથી.

રંગલો—કાંઈ આવું કામ પહેલવેલું નથી. દરમહિનામાં ચાર પાંચ કામ એમ અધરથી ઉડાવવાં પડતાં હશે.

જમાદાર—રાતે સો કહેતાથા, કે મેં રગનાથભટકા જમાઈ હું. લેકીન હમે જાન્યા કે ઓતો મીજાજમાં બોલતા હે.

ફોજદા—(રગના ને) જાઓ, હવે એનો ખાટલો તમારે ઘેર લઈ જાઓ.

રંગલો—કરજે વળી મિથ્યાભિમાન. રામ બોલો ભાઈ રામ. આવજો આ ગામના બ્રાહ્મણો. મારા જીવરામભટને મસાણ સુધી પહોચાડવા, તમેરોતા રોતા આવશો, તો તમારા ઘરનાં માણસ મરશે ત્યારે હું પણ રોતો રોતો મસાણ સુધી પહોચાડવા આવીશ.

---

§જ્યાં નાટક થતું હોય, ત્યાંના દફતદારનુ, કે દીવાનજીનુ નામ લેવું.

(મશાલચીને) કેમ અટક્યા? તું આવીશ કે નહિ? નહિ આવે તો પછી તારી ડોશી મરશે ત્યારે કોણ આવશે?

શીરસ્તેદાર—બચારાને જીવતાં મસાણમાં લઇ જવાની વાત શા વાસ્તે કરે છે? હજીતો જીવે છે,

પડદો પડ્યો.

---

ગાનારા ગાય છે.

# अंक ८ मो.

પાત્ર—રંગલો.[1] રગનાથભટ.[2] સોમનાથ.[3] દેવબાઈ.[4] જીવરામભટ.[5] વૈદ.

સ્થળ રગનાથભટનું ઘર.

પડદો ઉઘડ્યો. ત્યાં ખાટલામાં જીવરામભટ સુતા છે. અને પાસે રગનાથભટ, દેવ૰ સોમ૰ બેઠાં છે, અને રંગલો ઉભો છે.

દેવબા—(રગના–ને) હળદર, અને બોઇરેસો ઉનો કરીને બધે શરીરે ચોપડ્યો હોય તો ઠીક.

રંગલો—એક મરી નેં મશાલો ચોપડ્યો હોય તો ઠીક.

રગના—હળદર, ને બોઇરિસાથી શું થાય? આવળ મગાવીને બાફીને બધે શરીરે બાંધવી પડશે.

રંગલો—મારૂં કહ્યું માનો તો ડાકટરને બોલાવીને તેની સલાહ લો.

દેવબા—ના, અમારે દાકતરને નથો બોલાવવો; તેના ઓષડથી ન મટે તો, એ તો ઝેર દઇને મારી નાંખે.

સોમના—આપણા શહેરમાં §ત્રીકમલાલ વૈદ વખણાય છે. તેને બોલાવી લાવું?

રંગલો—ત્રીકમલાલ વૈદને ભક્ષ પાક્યો. જો આ ઉગરનારો હશે નેં ઉગરશે તો ત્રીકમલાલ વૈદને ઓછામાં ઓછા પચાસ રૂપૈઆ મળશે. અને કદાપિ આ મરી જશે, તો ત્રીકમલાલના બાપનુ કાંઈ જવાનુ નથી: છેલી વારે જમવાનુ તો મળશેજ.

---

§જે ગામમાં આ નાટક થતું હોય તે ગામના વૈદનુ નામ લેવું. પણ વેષમાં તેનુ નામ ધરાવવું નહિ.

રગના—તે કરતાં પેલા જામનગરના વૈદ અંબાશંકર થોડા વર્ષ થયાં અહીં આવીને રહેલા છે, તે વધારે હુશીઆર ગણાય છે. ઘણે ઠેકાણેથી તેને આબરૂ મળી છે. તેને બોલાવ.

રંગલો—અરે જામનગરના વૈદનુ શું કામ છે ? જમ નગરના વૈદને આવવાને હવે વાર નથી.

સોમના—તેનુ ઘર તો અહીંથી વેગળું છે, માટે ત્રીકમલાલને જ તેડી આવું ?

રગના—ઠીક છે જા, ઝટ ઉતાવળો આવજે. ( તે જાયછે )

દેવબા—જીવરામભટ, તમે શી રીતે પકડાયા?

જીવ—( છેક હળવે બોલે છે, માટે તે સઉને રગનાથ કહી સંભળાવે) હું રાતમાં લઘુશંકા કરવા ઉઠયો હતો. તે ખાટલાના પાયા સાથે પાઘડીનો એક છેડો બાંધીને બીજો છેડો હાથમાં રાખ્યો હતો. પણ વચમાંથી પાઘડી પાડીએ ચાવી ખાધી, તેથી તુટી ગઈ. તેથી હું તમારા ઉપર આવીને પડયો. એટલે તમે બુમ પાડી ને નાઠાં, કે ચોરછે ચોર છે.

દેવબા—તમે બોલીએ નહિ કે એ તો હું છું ?

જીવ—મેં ઘણુ કહ્યુ કે હું છું, પણ તે સોર બકોરમાં મારો બોલ કોઇએ સાંભળ્યો નહિ. અને ઘણું તો હું શરમમાં પડયો તેથી બોલી શકયો નહિ.

દેવબા—મેં એવું સાંભળ્યુ હતું ખરૂં, કે હું માફી માગવા આવ્યો છું, તે શું તમે કહેતા હતા?

જીવ—હા, હુંજ કહેતો હતો.

રંગલો—આગળ તો અમે કહેતા હતા, અને અમે ચાલતા હતા, એમ મીજાજમાં બોલતો હતો. હવે કહે છે કે હા હું કહેતો હતો.

દેવબા—શેની માફી માગતા હતા?

જીવ—મેં જમતી વખતે તમને લાત મારી હતી, તેથી પછી જ્યારે હું તમારા ઉપર પડ્યો, ત્યારે મારા મિથ્યાભિમાનથી, મારી ખોડ ઢાંકવા સારૂ, હું કહેતો હતો કે મેં તમને લાત મારી છે, તેની માફી માગવા આવ્યો છું.

રગના—મેં જાણ્યું કે ચોરે ચોરી કરી છે, તેની માફી માગેછે.

સોમના—તમે રાતે દેખતા નથી, ત્યારે મને જગાડીને કહીએ નહિ કે—મારે ખાળે જવું છે. તો હું તમને ખાળે લઈ જાત.

જીવ—હવે મને ઘણોય પસ્તાવો થાય છે, કે એમ કર્યું હોત તો ઠીક.

રંગલો— દોહરા.

जे मति पीछे उपजे, ते मति आगे होय;

काज न बिनसे आपनो, दुर्जन हसे न कोय. ७०

રગના—દીવા નહોતો, તેથી અંધારામાં મેં અને સોમનાએ પણ તમારા ઉપર લાકડીઓના ઝપાટા માર્યા.

રંગલો—અનેવળી બંદાએ ક્યાં કચાશ રાખીછે!

જીવ—અરે કાચી કેદમાં આખી રાત, જે મેં પીડા ભાગવી

છે, તેવી તો જમપુરીના કુંડમાં પણ નહિ હોય.

દેવબા—ત્યાં શું તમને સીપાઇઓએ માર્યા હતા?

રંગલો—માર્યા નહોતા, પાટલએસારીનેપૂજા કરવા લઇ ગયા હતા.

જીવ—અરે, ત્યાં એક લીંબડાની ડાળે દોરડું બાંધી મુકેલું છે, ત્યાં મને નવસ્ત્રો કરીને ઊંધે માથે લટકાવ્યો.

રંગલો—ત્યારે દિગંબરાસન થયું.

જીવ—અને ચારે તરફથી સીપાઇઓએ ધોકાના માર મારીને મારી પાંસળીઓ ભાગી નાંખી.

રંગલો—તે ઠીક કર્યું.

જીવ—મને કહેકે બીજા ચોરોનાં નામ બતાવ. અને ચોરીનો માલ બતાવ. હું કેનુ નામ દેઉ? ને શો માલ બતાવું?

રંગલો—આ રગનાથભટનુ નામ દેવું હતું; અને માલમાં જમનાંબાઇ બતાવવાં હતાં. કેમકે તેણે પોતાની આબરૂ વાસ્તે ઉંચ્યાકુળનો નઠારો વર જોયો, માટે તે પરમેશ્વરેના ઘરનો ચોરછેજ.

જીવ—હું નામુકર જાઉ, તેમ તેમ સીપાઇઓને વધારે ધુસ્સો ચડતો હતો, અને કહેતા હતા કે ખુબ માર ખાશે ત્યારે માનશે.

રંગલો—ખરી વાત, ખુબ માર ખાધો ત્યારે હવે માન્યું, કે મિથ્યાભિમાન છે તે ખોટું છે, તે પહેલાં ક્યાં મનાતું હતું?

દેવબા—પછી તમને ક્યારે છોડ્યા?

જીવ—પરોઢીએ હું છેક બેહોશ થઈ ગયો, ત્યારે મને છોડીને ભોંઇ ઉપર નાંખ્યો.

રંગલો—તે વખતે તો ખરેખરૂં શવાસન થયું હશે!

જીવ—પણ વળી સવારના દશ વાગતાં મારામાં લગાર ચેતન આવ્યું, એટલે વળી મને મારવા માંડ્યો,

રંગલો—એતો ચહડતાપહોરની ષોડશોપચાર પૂજા કરી.

જીવ—મોઢા ઉપર લાતો મારી.

રંગલો—એ મોઢૂં એજ લાગનું હતું.

જીવ—મને મા બહેન સામી ગાળો દીધાનો તો પારજ રાખ્યો નહિ.

રંગલો—એતો દેવબાઇએ વીવામાં ફટાણાં થોડાં ગાવાં હશે, તે સીપાઇઓએ પૂરાં કર્યાં.

જીવ—મને જીવતાં નરકના કુંડનો અનુભવ થયો.

દેવબા—અરરર, મારા પીટ્યા સીપાઇઓ મહા જુલમી.

રંગલો—સીપાઇઓ કાંઇ જુલમી નથી, મિથ્યાભિમાન મહા જુલમીછે, એમ જાણવું.

જીવ—મને પ્રત્યક્ષ કાળા જમના દૂત જેવા લાગ્યા. તોપણ હું તેઓનો વાંક કાઢતો નથી. કેવળ મારા મિથ્યાભિમાનનો જ હું વાંક કાઢુંછું.

રંગલો—હવે સમજ્યો?

જીવ—જે કોઇ મિથ્યાભિમાન ધરશે. તેને પરમેશ્વર છતે દેહે, અથવા નરકમાં આવી પીડા ભોગવાવશે.

રંગલો—અલબત.

જીવ—એવો મેં નિશ્ચય કર્યો.

---

# પ્રવેશ ૨ જો.

સોમનાથ વૈદને તેડીને આવે છે.

રગના—આવો વૈદરાજ, વૈદને બેસવાને પાટલો લાવો પાટલો.

રંગલો—(બે પાટલા લઇને) લોને કહોતો આ એક પાટલો વૈદને બેસવા, અને આ બીજો વૈદના માથા ઉપર મુકું.

વૈદ—(નાડ, તથા શરીર તપાસેછે)

રગના—નાડ જોવાથી પીડાની ખબર પડતી હશે કે?

વૈદ—અરે અમારો બાપ, પેશવા શરકારના વૈદ કહેવાતા હતા. તે નાડ જોઇને ખાધેલું ધાન વરતી આપતા હતા.

રગના—કોઇવાર ખાધેલું વરતીને કહેલું ખરૂં?

વૈદ—એકવાર શેલુકરે અમારા બાપની પરીક્ષા જોવા સારૂ બોલાવીને કહ્યું કે અમારી સ્ત્રી માંદી થઇ છે. પણ તે ઓઝલમાં રહેછે, તેથી કોઇ પુરૂષને મોડું, કે હાથ દેખાડવાની ના કહેછે, માટે કેમ કરવું?

રગના—પછી વૈદે શું કહ્યું?

વૈદ—કહ્યું કે બાઇને હાથે દોરી બાંધીને તે દોરી મારા હાથમાં આપો.

રગના—પછી?

વૈદ—પછી એક બિલાડીને પગે દોરી બાંધીને વૈદના હાથમાં આપી.

રગના—વૈદે શું કહ્યું!

વૈદ—દોરી જોઇને નાડીની પરીક્ષા કરી, ને, તરત કહ્યું કે આજ આ બાઇએ ઊંદરનુ માંસ ખાધું છે.

રંગલો—ગપીને ઘેર ગપી આવ્યા, આવો ગપીજી; બારહાથનુ ચીભડું, નેં તેરહાથનું બી.

દેવમા—વૈદરાજ, જીવરામભટને બૌઇરસોનેં હળદર ભરીશું? કે આવળ બાંધીશું!

રંગલો—વાહ, તમેંજ ઔષડ જાણુતાં હતાં, ત્યારે વળી વૈદનું શું કામ હતું!

વૈદ—બહુ અમુઢમાર વાગેલા છે, માટે *નગરશેઠને ત્યાંથી મુમઇ લાવીને થોડીક પાઓતો ઠીક.

સોમના—મુમાઇશેની થતી હશે?

વૈદ—એવું સાંભળ્યું છે કે શરીરે સાજો, અને તાજો માણસ હોય, તેને પકડી જઇને, અથવા વેચાતો લઇને, એક બે મહિના સુધીતો ખૂબ મિષ્ટાન્ન તથા મશાલા ખવરાવીને શરીરે વધારે પુષ્ટ કરીને, પછી તેને મધની ભરેલી કોઠીમાં નાંખેછે; અને બે ત્રણ મહિના રેહેવા દઇને, તેનુ માંસ નેં મધ કાલવેછે, તેની †મુંમઇ થાય છે, તે બહુ પુષ્ટિ કારક હોયછે; માટે મોટા સાહુકારો ઘરમાં રાખેછે.

---

*જ્યાં આ નાટક થતું હોય, ત્યાંના નગરશેઠનું નામ લેવું.

†એતો ગપ છે. મુંબઇ શેહેરમાં પણ મુમઇ થાયછે. તે રાળ,

રંગલો—ત્યારે આ વૈદરાજને પકડી જાયતો તેની સાતઆઠ મણ
મુંમઇ થાય, કેમકે તે શરીરે ખૂબ જાડા છે.
દેવબા—વૈદરાજ, એના ગ્રહ કેવા છે? તે જુઓને.
વૈદ—(ટીપણું કાઢેછે)
રંગના—વળી ટીપણું પણ રાખોછો કે?
વૈદ—વૈદને બધુએ જોઇએ. અને ખરેખરી તો ઇષ્ટઉપાસના જોઇએ. તે હોય તો ચુલામાંની રાખનુ પડીકું બાંધીને આપે પણ ગમે તેવો રોગ હોય તે મટી જાય.
દેવબા—તમારે કિયા ઇષ્ટની સાધના છે?
રંગલો—પૈસાદેવની.
વૈદ—આજ કળિજુગમાં જેમ જ્યોતિષ અને વૈદક સ્થૂળ પડી ગયાં છે, તેમ મંત્રશાસ્ત્રપણ સ્થૂળ પડી ગયાં છે. અને જેમ વૈદકમાં રેચ, અને જ્યોતિષમાં ગ્રહણ, એ એજ આજ સાચાં પડેછે, તે શિવાય વૈદકનુ કે જ્યોતિષનુ કળિજુગમાં કશું સાચું પડતું નથી. તેમજ "कलौचंडी विनायकौ कळिजुगमां चंडी, के गणपति, એ બેજ ઇષ્ટ ફળેછે. બીજા દેવોમાં હવે જીવ રહ્યો નથી, માટે અમારે ચંડીની ઉપાસના છે, તેના પ્રતાપથી રળી ખાઇએ છીએ. અને કોયલાની કાળી રાખ, લાકડાંની ધોળી

ભીલામાં, માણસના માથાના વાળ, કસ્તુરી, અને અંબર વગેરે તેલમાં રાંધે છે. માર વાગ્યા ઉપર, મુંમઇ વાલ બે ઘીમાં કકડાવીને લુગડે ગળીને પાયછે. ને ઘીમાં ઓગળી જાયછે. અમદાવાદમાં પણ થાયછે.

રાખ તથા છાણાની રાખ, એ ત્રણે રાખમાં મીઠું નેં અજમો વાટી લુગડે ચાળીને જુદી જુદી ડાબળીઓ ભરી મુકીએ છીએ. અથવા ગોળીઓ કરીએ છીએ. તેનાં નામ, मदनस्तंभनी, वज्रपाचनी, ज्वरांकुश એવાં એવાં પાડીએ છીએ. તેથી રોગી સાજા થાયછે. અને આપણને જશ અંબાના પ્રતાપથી મળે છે,

રંગલો—ત્યારે વૈદક શાસ્ત્ર તો બધું જુઠું કે?

વૈદ—જો સાચું પડતું હોય તો વૈદકમાં તો સોનું બનાવાની ક્રિયા પણ લખેલી છે.

રંગલો—સોનુ બનતું હોય, ત્યારે તો વૈદનાં ઘર સોનાનાં થાયજ તો? પછી શું કરવા કોઇની નાડ ઝાલવા જાય?

દેવબા—હવે જુઓને, આને કેટલા દહાડાની કડણ દશાછે.

વૈદ—(મેખ વરખ ગણીને) ચૌદશ, અમાંસ, નેં પડવે, એ ત્રણ દહાડા જાય તો પછી કાંઈ ફીકર નથી.

રંગલો—એતો સઉ જાણે છે કે આ ત્રણ દહાડા જીવનાર નથી

દેવબા—તમે કાંઈ ઓષડ આપોને?

વૈદ—આજ બુધવાર છે, બુધે બેવડાય, માટે આજ ઓષડ અપાય નહિ.

દેવબા—હવે એટલું કહોને? કે- આખર રૂપાનો રૂપૈયો છે કે તાંબાનો?

જીવ—(આંખ થરડાય છે)

વૈદ—ખરેખરૂં કહેતાં તો મારી જીભ કેમ ઉપડે?

દેવમા—હવે શું છે? જે થવાકાળે હતું તે થયું. તેમાં તમે શું કરો? ને અમે પણ શું કરીએ?

વૈદ—શ્વાસ થયોછે, અને આંખ થરડાય છે, હવે તો બાઈની ચુંનડીએ સત હોય તો બચે. અંબાજીની બાધા રાખો. અને જ્યાં સુધી લગારે જવાબ દઈ શકે ત્યાં સુધીમાં કાંઈ પુછવું ગાછવું હોય તે પુછી લો. અને દાનપુન્ય કરવું હોય તે કરો. હવે ઓષડની વાત જવાદો.

રંગલો—વૈદરાજ ખરૂં કહેછે; હવે તો એજ કરવું,

દેવમા—જો જીવરામભટ સાજા થશે, તો હું અણવાણે પગે ચાલીને અંબાજીની જાત્રા કરીશ. અને આજથી ત્યાં સુધી કાંચળી નહિ પહેરૂં.

રંગલો—પણ મને જમાડજો.

દેવમા—વૈદરાજ, જુઓને આજ શી તથ છે?

વૈદ—(ટીપણું જોઇને) જીવરામભટ પુણ્યશાળી તો ખરા.

દેવમા—કેમ વારૂ?

રંગલો—તે વિના કાશી કેદનુ સુખ ક્યાંથી મળે?

વૈદ—આજ एकादशी નો પવિત્ર દહાડો છે. આજ વૈકુંઠના દરવાજા ઉઘાડા રહેછે, માટે આજ જે મરે, તે પાંશરો વૈકુંઠમાં જાય.

રંગલો—આવા મિથ્યાભિમાની, અને ઠગ વૈકુંઠમાં ન જાય, તો પછી બીજા કોણ જશે?

વૈદ—પણ એક કહેવાનુ છે.

દેવ—વળી શું કહેવાનુ છે?

વૈદ—આજ પંચક છે. માટે જો પંચકમાં એક મરે તો, તે મહિનામાં બીજાં ચાર જરૂર મરે. તેમાં પહેલું ધાનિષ્ટા ઘર પંચક કહેવાય, તેમાં કોઈ મરે તો તેના ઘરનાંથીજ બીજાં ચાર મરે, અને બીજું શતાભિષા મહેલ્લા પંચક. ત્રીજું પૂર્વા ભાદ્રપદ સગા પંચક. ચોથું ઉત્તરા ભાદ્રપદ નાત પંચક. અને પાંચમું રેવતી ગામ પંચક કહેવાય.

દેવબા—ત્યારે આજ કેટલામું પંચક છે?

વૈદ—આજ ચોથું નાત પંચક છે, માટે તમારી નાતમાંથી બીજાં ૪ મરશે.

રંગલો—ઠીક થયું. એકેકા પછવાડે ત્રણ ત્રણ દહાડા જમવાનુ ઠરશે, તો પણ મારા જેવાને પંદર દહાડા સુધી મિષ્ટાન્ન ચાલશે.

દેવબા—(ઘુસે) તને વારે વારે જમવાનુ બહુ સાંભરે છે. ન્હાની બાળક છોડીને રંડાપો આવશે તેનો તો વિચાર કરતો નથી.

રંગલો—મને તો જમવાનું કાંઈ સાંભરતુ નથી. પણ નાતની બાઇડીઓ પાણી ભરવા જતાં વાતો કરતી હતી. તેમાં એક જણીએ કહ્યુ કે-અરે—હમણાં તો નાતમાં જમવાનુ ક્યાંઈ ઠરતું નથી. ત્યારે બીજીએ કહ્યું કે હવે જમવાનાં ઠરશે; કેમકે જીવરામભટ મરવા પડ્યા છે.

દેવબા—વૈદરાજ, પંચકમાં મરે તેની કાંઈ ક્રિયા કરવી પડે કે?

વૈદ—હા, દર્ભનાં પુતળાં પાંચ કરીને તે મરદા સાથે બાળવાં જો-ઈએ, ને કેટલી એક નાતોમાંતો પાંચ હાંલાં ફોડવાનો ચાલ છે એટલી શાંતિ કરે તો બીજા ૪ મરે નહિ.

દેવબા—(રગના ને) તે બધું થતુ હોય તેમ સંભારીને કરજો હો? નહિ તો એતો આપણે માથે ભાર.

રગના—એતો શુકલ આવશે, તે સંભારીને બધી ક્રિયા કરાવશે.

વૈદ—હવે મને રજા આપો. કેમ કે કદાપિ મરી જાય, તો મારાં લુગડાં અભડાય.

રગના—પધારોજી, તસદી માફ કરજો. (વૈદ જાયછે)

સોમના—જીવરામભટ હવે કાંઈ કહોછો?

જીવ—મારા બે હજાર રૂપૈઆ *વ્રજભુખણ દામોદરની દોકા-ને જમે છે.

રંગલો—વ્રજભુખણ દામોદરનો કોઈ ગુમાસ્તો આટલામાં છે કે? કેમ આ ખરીવાત છે કે? હા, કે ના, કહેવી હોય તે અત્યારે કહેજો, નહિ તો જીવરામભટ મસાણમાં જશે, પછી કાલે સવારમાં રૂપૈઆ બે હજાર રોકડા ગણી આપવા પડશે.

જીવ—સો રૂપૈઆનાં પુસ્તકો મારા ઘરમાં છે. તમારી બહેન

---

*જ્યાં આ નાટક થતુ હોય ત્યાંના સાહુકારનુ, કે સભા-માં બેઠા હોય તે સાહુકારનુ નામ લેવું.

ન્હાની ઉમરનીછે, માટે તેને હમેશાં તમારે ઘેર રાખજો.

રંગલો—પુનર્વિવાહ કરશે તો શી ફીકર છે?

જીવ—મારૂં ઘર તથા સામાન વેચીને, તે રૂપૈઆ તમારી બ્હેનના નામના સારે ઠેકાણે જમે કરાવજો, તેના વ્યાજમાંથી તેનુ ગુજરાન ચાલશે.

દેવબા—તમારો જીવ કશામાં રાખશો નહિ. તમારી પાછળ ગોદાન, પદ, ઉમામાહેશ્વર વગેરે આપીશ; તમારા જીવને સદ્ગતિ કરજો.

રંગનાથ—તમારી ઉત્તર ક્રિયામાં ચોખળુ તેડીને જમાડીશું, દક્ષણા આપીશું, એમાં પાંચસે કે સાતસેં રૂપૈઆ વાવરીશું.

રંગલો—આટલું કમાઇને બીચારો મુકી જાયછે, ત્યારે તેના નિમિત્ત ધર્માદા ખાતામાં કાંઈ આપવાનુ કહોને?

રંગના—આ નાતો જમાડીશું તે ધર્માદા કે શું કહેવાય?

રંગલો—(મશ્કરીચીને) મારો બાપ મરે ત્યારે હું તને જમાડીશ, અને તારો બાપ મરે ત્યારે તું મને જમાડજે; એવા ઠરાવથી એક બીજાને જમાડીએ તે ધર્માદા કહેવાયકે?

દેવબા—(જીવ-ને) તમારી કેડે સજ્યાનુ દાન કરીશું તે તમે ધર્મરાજા પાસેથી માગીલજો.

રંગલો—અને તમારી કેડે ખાસડાનુ દાન કરશે, માટે જમરાજા પાસેથી ખાસડાં પણ માગી લેજો; માગ્યા વિના આપે

કે નજ આપે.

જીવ—ચોખાનું જમાડવાને બદલે હું કહું તે કરો. તો મારો જીવ ગતે જાય.

રગના—તમે કહો તે કરીશું.

જીવ—જે ઠેકાણે મારા શરીરને અગ્નિદાહ કરો, તે ઠેકાણે મારો મરણસ્તંભ ચણાવો. તેમાં એક આરસના પથરામાં, હું કહું તે બાર દોહરા કોતરાવવા. તથા કાગળોમાં છપાવીને ગામોગામ પહોચાડવા. કે જેથી સહુના જાણવામાં આવેકે—જીવરામભટનો જીવ મિથ્યાભિમાનથી ગયો છે.

રગનાથ—વારૂ, તે દોહરા લખાવો, તમારા કહ્યા પ્રમાણે કરીશું.

જીવ—(દોહરા લખાવેછે, રગનાથભટ લખેછે, પછી વાંચી સંભળાવે છે, તે નીચે મુજબ)

દોહરા.

माणसने अभिमानथी, मळे न कदिये मान;
उलटुं अपमानज मळे, नक्की ठरे नादान. ७१
अभिमाने दुख उपजे, अभिमाने जश जाय;
मिथ्या अभिमाने कदी, जीवनुं जोखम थाय. ७२
अरे वृथा अभिमानमां, कशो मळे नहिमाल;
मुज जेवा आ मुलकमां, हीणा थाशे हाल. ७३

आ मिथ्या अभिमानछे, खरोज ऊंडी खाड;
पडे, तेहना पंडनां, हरेक भागे हाड. ७४

अरे वृथा अभिमानथी, सरे न एके अर्थ;
थाय मनुष्यमां मशकरी, उपजे अधिक अनर्थ. ७५

उपजे नहि अभिमान थी, अमृत तणा उघाड;
अरे वृथा अभिमान तो, झेर तणुं छे झाड. ७६

स्वाद नथी सद् गंध नथि, नथि रे पुष्प पराग;
अरे वृथा अभिमान तो, कहिये काळो नाग. ७७

अभिमानीने अंतरे, स्वपने पण नहि सुख;
थाय वृथा अभिमानथी, दावानळ सम दुःख. ७८

बहुधा उपजे बळतरा, अंगोअंग अथाग;
अरे वृथा अभिमानछे, अद्‌भुत बळती आग. ७९

मानो जो मारुं कह्युं, कहुं ते धरजो कान;
धरि नर-तन धरशो नहीं, मनमिथ्या अभिमान. ८०

कहुंछुं हुं अनुभवकरी, खरेखरी वळि वात;
उपजे छे अभिमानथी, घडिये घडिये घात. ८१

मित्र नथी अभिमान गुण, एतो उग्र §अरीव;
मिथ्याअभिमाने गयो, जीवरामनो जीव. ८२

---

§अरि-इव शत्रु जेम.

પડદો પડયો.

હાસ્ય રસના નાટકમાં ખરેખરો મરણનો ચિતાર બતાવ્યાથી, છેક રસ બદલાઈ જાય માટે તે બતાવ્યો નહિ.

---

# नाटक समाप्त विषे.

સૂત્રધાર—અરે સભા સદો. મિથ્યાભિમાનથી કોઈ વખતે કેવું સંકટ આવી પડે છે? તે વાત સારી પેઠે આપના ધ્યાનમાં ઉતરી હશે. માટે હવે એ વિષે વધારે કહેવાનુ કાંઈ બાકી રહ્યું નથી.

હવે જે ગૃહસ્થે પરોપકાર વાસ્તે આ નાટકનું પુસ્તક ગુજરાત વરનાક્યુલર સોસાઇટીની મારફતે, ઇનામ આપીને રચાવેલું છે, તે ગૃહસ્થનુ પવિત્ર †નામ આ ઠેકાણે આપણે સંભારવું જોઇએ.

शार्दूल विक्रीडितवृत्त.

भाळ्या भाविक भाटिया जन भला, कोडे वसे कच्छमां,
त्यां गोविंदजी धर्मशी गुण-निधे, छे मांडवि स्वच्छमां;
जेणे नाटकनी रसीक रचना, रूडी रचावी नवी;
तेनु-तेम सभासदो सकळनूं, कल्याण वांछे कवि. ८३

समापन वर्ष- दोहरो.

शास्त्र[६] भुजा[२] नें भक्ति[९] भू[१], संवतनी शरुवात,
पुस्तक आ पुरु कर्युं, *प्रबोधिनी दिनप्रात—

†નાટક રચનારનુ, કે રચાવનારનુ નામ પ્રસિદ્ધ કરે નહિ તે કૃતઘ્ની કહેવાય. વેદના મંત્રનો પણ વિનિયોગ કરતાં, તે મંત્રના ૠષિ, છંદ, અને દેવતા કહેવા પડેછે, *કાર્તિક શુદી ૧૧.

પછી સર્વે સભાસદોએ સાબાશ, સાબાશ કહીને હર્ષની તાળીઓ બજાવી.

અને સભા બરખાસ્ત થઈ.

